महाकविविजयपाल-विरचितम्

# द्रौपदीस्वयंवरम्

આદ્ય સંપાદક

મુનિ જિનવિજય

સંપાદક

પ્રા. ડૉ. શાન્તિપ્રસાદ એમ. પંડ્યા



શ્રી હેમચંદ્રાચાર્ય

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય નવમ જન્મશતાબ્દી
સ્મૃતિ સંસ્કાર શિક્ષણનિધિ

અમદાવાદ

महाकविविजयपाल-विरचितम्

# द्रौपदीस्वयंवरम्

આદ્ય સંપાદક

મુનિ જિનવિજય

સંપાદક

પ્રા. ડૉ. શાન્તિપ્રસાદ એમ. પંડ્યા
સંસ્કૃત વિભાગ, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ-૯



શ્રી હેમચંદ્રાચાર્ય

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય નવમ જન્મશતાબ્દી
સ્મૃતિ સંસ્કાર શિક્ષણનિધિ
અમદાવાદ

૧૯૯૩

DRAUPADĪSVAYAṀVARA : Sanskrit Drama by Vijayapāla.
Edited with Introduction, Translation and explanatory
notes by Prof. Dr. S. M. Pandya



દ્વિતીય આવૃત્તિ, ૧૯૯૩

કિંમત : રૂા. ૨૦

પ્રકાશક : કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય નવમ જન્મશતાબ્દી
સ્મૃતિ સંસ્કાર શિક્ષણનિધિ
C/o. પંકજ સુધાકર શેઠ
૨૭૮, માણેકબાગ સોસાયટી, માણેકબાગ હોલ પાસે,
આંબાવાડી, અમદાવાદ–૩૮૦ ૦૧૫

પ્રાપ્તિસ્થાન : સરસ્વતી પુસ્તક ભંડાર
૧૧૫, હાથીખાના, રતનપોળ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

મુદ્રક : કંચનબેન હરજીભાઈ પટેલ
તેજસ પ્રિન્ટર્સ, ૯૬૬, નારણપુરા જૂના ગામ, અમદાવાદ–૩૮૦ ૦૧૩
(ફોન : ૪૮૪૩૯૩)

જૈન ગ્રંથાગારોની અનેક હસ્તપ્રતોના પ્રખર સંશોધક

વિદ્યાવારિધિ મુનિશ્રી જિનવિજયજીને

સાદર સમર્પિત

त्वदीय वस्तु मानार्ह ! तुभ्यमेव समर्पये ॥

—સંપાદક

# પ્રાસ્તાવિક

જૈન ગ્રંથભંડારોમાં સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાનાં અનેક મૂલ્યવાન ગ્રંથરત્નો સચવાયાં છે. મુનિશ્રી જિનવિજયજી જેવા સમર્પિત વિદ્વાનોને હાથે એમાંના ઘણા ગ્રંથોનું શ્રદ્ધેય સંપાદન થયેલું છે. ઈ. સ. ૧૯૧૮માં ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભા તરફથી મુનિશ્રી જિનવિજયજીએ, સોલંકીકાળના એક જાણીતા નાટ્યકાર વિજયપાલના 'દ્રૌપદીસ્વયંવર' નામના દ્વિઅંકી નાટકનું પ્રકાશન કર્યું હતું. નડિયાદ (જિ. ખેડા)માંથી પ્રાપ્ત થયેલી એક હસ્તપ્રતને આધારે મુનિશ્રીએ ઘણો પરિશ્રમ લઈને આ નાટક સંપાદિત કર્યું હતું. માત્ર બે આનાની કિંમતે તે સમયે ઉપલબ્ધ કરાયેલા આ નાટકની જુજ પ્રતો જે થોડાં પુસ્તકાલયોમાં અસ્તિત્વ ધરાવે છે એ લગભગ જીર્ણશીર્ણ અવસ્થાએ પહોંચી છે. આથી એના પુનઃમુદ્રણની આવશ્યકતા ઘણા સમયથી વરતાતી હતી. આ નાટકની પ્રસ્તાવના, ભાષાંતર અને અભ્યાસનોંધ સાથેની આ દ્વિતીય આવૃત્તિ પ્રગટ થાય છે. એનું શ્રેય કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય નવમ જન્મશતાબ્દી સ્મૃતિ સંસ્કાર શિક્ષણનિધિ, અમદાવાદને ફાળે જાય છે.

પ. પૂ. મુનિશ્રી શીલચંદ્રવિજયજી મહારાજ સાહેબ અને વિદ્વદ્વર્ય પ્રા. શ્રી હરિવલ્લભ ભાયાણી સાહેબે મને આ સંપાદનને માટે યોગ્ય ગણી આ કામ સોંપ્યું તે બદલ એ બંને મહાનુભાવોનો હું હૃદયપૂર્વક આભાર માનું છું. દ્વિતીય આવૃત્તિના આ પુનઃમુદ્રણનું કામ હાથ ધરવા બદલ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય નવમ જન્મશતાબ્દી સ્મૃતિ સંસ્કાર શિક્ષણનિધિ, અમદાવાદના શ્રેષ્ઠીઓનો આભાર માનું છું. પુનઃમુદ્રણની અનુમતિ આપવા બદલ ભાવનગરની શ્રી જૈન-આત્માનંદ સભાના પણ અમે આભારી છીએ.

સંસ્કૃતક્ષેત્રે ગુજરાતના સમૃદ્ધ પ્રદાનનો થોડો પણ ખ્યાલ આ પ્રકાશનથી વિદ્વાનોને પ્રાપ્ત થશે તો આ સંપાદન લેખે લાગ્યું ગણાશે. આ સંપાદનને ટૂંકા ગાળામાં અને છતાં સમયસર પૂર્ણ કરી આપવા માટે તેજસ પ્રિન્ટર્સનો પણ હું આભારી છું.

શાન્તિપ્રસાદ પંડ્યા
સંપાદક

૧૮, અભિગમ સોસાયટી,
પાલડી, અમદાવાદ-૭
તા. ૧૭-૧૦-૧૯૯૩

'द्रौपदीस्वयंवर'नी प्रथम आवृत्तिमां मुनि श्री जिनविजयजीनी प्रस्तावनामांथी केटलाक अंशो)

इस नाटक की हस्त-लिखित प्रति हमें, नडियाद (गुजरात) निवासी श्रीमान् विद्वान् श्री तनसुखराम मनसुखराम त्रिपाठी बी. ए. के पास से, साक्षर श्रावक श्रीयुत चिमनलाल डाह्याभाई दलाल एम. ए. (बडोदा के राजकीय पुस्तकालय के एक अध्यक्ष द्वारा, प्राप्त हुई थी। प्रति यद्यपि तीन-चार सौ वर्ष जितनी पुराणी लिखी हुई होगी (लिखनेका समय नहिं लिखा) परंतु थी बड़ी अशुद्ध। कही कही कुछ पाठ भी छुटा हुआ था-जैसा कि ८वे ९वें पृष्ट पर से विदित होता है। दूसरी प्रति की प्राप्ति के लिये कुछ प्रयत्न किया गया परन्तु सफलता नहीं मिली। अतः एकमात्र उसी प्रतिके आधार पर, यथामति संशोधन कर यह मुद्रित किया गया। नाटक-गत वस्तु नाम से ही ज्ञात होती है। कृति साधारणतया अच्छी और रचना प्रासादिक है।

इसके कर्ता का नाम है महाकवि विजयपाल। गुजरात के चौलुक्य-नृपति अभिनव सिद्धराज बिरुदधारक महाराज भीमदेव*की आज्ञानुसार, त्रिपुरुषदेव के सामने, वसन्तोत्सव के समय, यह द्वि-अंकी नाटक खेला गया था और इसके अभिनय से गुजर राजधानी अणहिलपुर की प्रजा प्रमुदित हुई थी। इतनी बात, इसी नाटकके प्रारंभमें जो सूत्रधारका कथन है उसीसे ज्ञात होती है।

कविकी तरफ दृष्टि करने से यह कृति बडे महत्त्वकी मालूम देती है क्योंकि इसके सहारेसे हमें गर्वी गुजरातके एक कमला-कान्त कवि-कुलका कुछ पता लगता है। अन्यान्य ऐतिहासिक उल्लेखों-साधनों से, जिनका जिक्र आगे पर किया जायगा, मालुम होता है, कि कवि का कुल बहुत

* यह भीमदेव दूसरा भोमदेव कहा जाता है, सर्वसाधारणमे 'भोला भीम' के मुग्धतासूचक नामसे प्रख्यात है, यह, दिल्ली-पति पृथ्वीराज चाहमानका सम-कालीन और उसका पूरा प्रतिपक्षी था। इसने विक्रमसंवत १२३५ से १२९८ (इ.स. ११७९-१२४१)तक राज्य किया था।

प्रतिष्ठित और सारस्वत-भक्त था। राजकीय दृष्टि से सिवा भी, कविके पूर्वजोंका गुर्जर-नरेशों के साथ खास विशेष प्रकार का सम्बन्ध था और विजयपाल तथा उसके पिता-प्रपितादि 'राजकवि' थे। यह कुल जातिसे प्राग्वाट (पोरवाड) वैश्य था और धर्म इसका श्वेताम्बर-जैन था। अणहिलपुरमें, इस कुलकी ओर से स्वतंत्र जैनमन्दिर और जैन साधुओं के ठहरने के लिये 'वसति' (जैन उपाश्रय) आदि बने हुए थे। इनके उपाश्रयमें बहुत बडे वडे जैन विद्वान् मुनि आकर निवास करते थे। कुछ ग्रन्थों के अन्तमें, उनके, इनके उपाश्रय में बने जानेका स्मरणीय उल्लेख भी किया गया हमारे देखने में आया है। इससे जाना जाता है कि यह कुल श्रीमान्, विद्वान्, राजमान्य और जनसम्मान्य था।

विजयपालके पिताका नाम, जैसा कि स्वयं उसने इस प्रबन्ध में उल्लिखित किया है, सिद्धपाल था। वह भी महाकवि था। इसकी स्वतंत्र कृति अभीतक हमें कोई श्रुत या ज्ञात हुई नहीं। सोमप्रभसूरि नाम के एक बहुत अच्छे जैन विद्वान् हो गये हैं। शतार्थी काव्य, सूक्तमुक्तावली, सुमतिनाथचरित्र, कुमारपालप्रतिबोध आदि कई संस्कृत-प्राकृतग्रंथ उनके लिखे हुए मिलते हैं। इनमें से पिछले दो ग्रंथोकी अन्त की प्रशस्तियोंमें सिद्धपाल का उल्लेख किया हुआ है। ये ग्रन्थ सिद्धपालकी वसति (उपाश्रय) में रहकर उन्होंने रचेथे, ऐसा प्रसङ्ग वर्णित है।

सिद्धपाल के पिता का नाम श्रीपाल था। यह सचमुच हि 'महाकवि' था। 'कविराज' या 'कविचक्रवर्ती इसका बिरुद था। प्रभावकचरित्र, प्रबन्धचिन्तामणि, चतुर्विंशतिप्रबन्ध, मुद्रितकुमुदचन्द्रप्रकरण और कुमारपाल प्रबन्धादि अनेक ग्रन्थोंमें इसका वर्णन और नामोल्लेख मिलता है। गुजरातके महामात्य वस्तुपाल, राजपुरोहित, सोमेश्वर, ठक्कुर अरिसिंह आदि जो उत्तम गृहस्थ कवि हो गये है उन सबमें यह उच्चस्थानाधिष्ठित था।... यह, अणहिलपुर के तत्कालीन महान् और प्रतापवान जैन श्वेताम्बर सघ का एक प्रमुख नेता था। स्याद्वाद-रत्नाकर जैसे विशाल और प्रभावशाली तर्कग्रन्थों के प्रणेता प्रखरवादी देवसूरि और विश्वविश्रुतआचार्य हेमचन्द्र का यह अनन्य अनुरागी था।......

आबू पहाड के देलवाडा नामक स्थानपर विमलसाह का बनवाया हुआ जो जगप्रसिद्ध जैनमन्दिर है उसके रङ्गमण्डपमें, स्थंभ के पास, संगमर्मरकी

एक पुरुषप्रतिमा प्रतिष्ठित है, वह इसी श्रीपाल कवि की हो ऐसा प्रतीत होता है।...संभव है श्रीपाल का कुल, इस अद्भूत मंदिर के निर्माता गुर्जरेश्वर भीमदेव के प्रबल दण्डनायक विमलशाह हीं की संततिमें से हों।

श्रीपाल के पिता से लेकर इस नाटक के कर्ता विजयपाल के अस्तित्वका समय-अनुमान इस प्रकार होता है—

१. लक्ष्मण (वि.सं.) ११००–११५०
२. श्रीपाल ,, ११५१–१२१०
३. सिद्धपाल ,, १२११–१२५०
४. विजयपाल ,, १२५१–१३००

अन्तमें, श्रीयुत तनसुखरामभाई का आभार मानकर इस प्रस्तावनाको समाप्त करते हैं कि जिनकी साहित्यप्रियता के कारण, गुजरात के सर्वश्रेष्ठ ऐसे इस कविकुल का नाम रखनेवाले इस नाटक की जीर्ण प्रति अभी तक विनाश के मुखमें पडने से बच रही और अब पुनर्जन्म धारण कर, एकसे अनेक बनकर, अमर होनेका सौभाग्य प्राप्त किया।

भारत जैन विद्यालय,
पूना

मुनि जिनविजय।

# અનુક્રમણિકા




આ પ્રકાશનમાં સંપૂર્ણ

ઉદાર આર્થિક સહાય

શ્રીમહાવીર જૈન શ્વે. મૂ. પૂ. સંઘ,

શેઠ કે. મૂ. જૈન ઉપાશ્રય

નવા વિકાસગૃહ રોડ, પાલડી, અમદાવાદ–૩૮૦૦૦૭

તરફથી મળેલ છે, તે બદલ

તેમનો આભાર માનીએ છીએ.

# દ્રૌપદીસ્વયંવર

## પ્રસ્તાવના

### પ્રકરણ : ૧ :

### કવિ વિજયપાલ અને એના પૂર્વજો

'દ્રૌપદીસ્વયંવર' નામના દ્વિઅંકી રૂપકથી ગુજરાતના સંસ્કૃત સાહિત્યમાં પોતાનું પ્રદાન નોંધાવનાર કવિ વિજયપાલ (વિ. સં. ૧૨૪૧ = ઈ. સ. ૧૧૮૫ પછી, ઇસ્વી ૧૩ મી સદીનો પૂર્વાર્ધ)ના અંગત જીવન વિશે આપણે કશું જ જાણતા નથી. એમની આ નાટચકૃતિથી પણ તેઓ એટલા બધા ખ્યાત નથી. એમને વિશે કંઈપણ જાણવાનો ઉપક્રમ એમના પિતા કે પિતામહ વિશે જાણવાનો ઉપક્રમ બની રહે છે કારણ કે કવિના પિતા સિદ્ધપાલ અને પિતામહ શ્રીપાલ તેમના સમયના લબ્ધપ્રતિષ્ઠ ગૃહસ્થો અને કવિઓ પણ હતા. કવિના દાદા શ્રીપાલે પોતાની કાવ્યપ્રતિભાથી સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના દરબારમાં મોભાભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. આ પ્રજ્ઞાચક્ષુ પંડિત કવિના જીવન અને કવન વિશેની હકીકતો ગુજરાતના 'પ્રભાવકચરિત'[૧] જેવા ઐતિહાસિક પ્રબંધો, સમકાલીન કવિ યશશ્ચંદ્રના 'મુદિતકુમુદચંદ્રપ્રકરણ' અને શ્રીપાલની ઉપલબ્ધ કૃતિઓ 'વડનગરપ્રાકારપ્રશસ્તિ' વગેરેમાંથી પ્રાપ્ત થાય છે.

આ શ્રીપાલને સિદ્ધપાલ નામે એક પ્રતાપી પુત્ર હતો. તે મહાન દાનેશ્વરી અને કવિશ્રેષ્ઠ પણ હતો. 'પુરાતનપ્રબંધસંગ્રહ' અને 'કુમારપાલપ્રતિબોધ'માં એનો એ પ્રમાણેનો ઉલ્લેખ છે. સિદ્ધપાલની કોઈપણ કૃતિ અત્યારે ઉપલબ્ધ થતી નથી પણ 'પ્રબંધકોશ'માં અને સૂક્તિસંગ્રહોમાં એના નામે કેટલાક શ્લોકો મળી આવે છે.[૨] 'કુમારપાલપ્રતિબોધ'માં પણ એના કેટલાક સંસ્કૃત તેમજ પ્રાકૃત શ્લોકો મળી આવે છે. આ સોમપ્રભસૂરિ પોતે 'સુમતિનાથચરિત'માં પ્રશસ્તિ શ્લોકોમાં નોંધે છે કે એણે આ ગ્રંથ અણહિલવાડમાં સિદ્ધપાલે બાંધેલ ઉપાશ્રયમાં રહીને પૂર્ણ કર્યો હતો. આ પ્રબંધમાં એવો પણ ઉલ્લેખ છે કે સિદ્ધપાલ કુમારપાલને ઘણો જ પ્રિય હતો.

આ સિદ્ધપાલનો પુત્ર તે વિજયપાલ. 'દ્રૌપદીસ્વયંવર'ની પ્રસ્તાવનામાં વિજયપાલ પોતે પોતાના પિતા તરીકે સિદ્ધપાલનું નામ નોંધે છે અને સિદ્ધપાલને કવિરાજના પુત્ર તરીકે ઓળખાવે છે એટલે કવિરાજ દ્વારા એનો સ્પષ્ટ નિર્દેશ પોતાના દાદા શ્રીપાલ માટે છે તે તો સ્પષ્ટ છે. પ્રતિભાસંપન્ન પિતામહ અને પિતાનો પુત્ર વિજયપાલ પોતે પણ ત્રીજી પેઢીએ દેવી સરસ્વતીની કૃપા પ્રાપ્ત કરવા સમર્થ બન્યો હતો. ત્રણત્રણ પેઢી સુધીની આ કવિપરંપરાને વિરલ ગણાવતાં શ્રી સાંડેસરા નોંધે છે—

"It is not frequent occurance in the history of literature that the favour of the Muse have been continuously showered in this way on three successive generations"[3]

આબુ પર્વત પરના પ્રસિદ્ધ જિનાલય 'વિમલવસહી'ના રંગમંડળમાં એક સ્થંભ પાસે સંગેમરમરની એક પુરુષપ્રતિમા પ્રતિષ્ઠિત છે જે આ વિજયપાલના પિતામહ શ્રીપાલ કવિની મનાય છે. આ મૂર્તિની બેઠક ઉપર આઠથી દસ પંક્તિઓનો લેખ છે જે બહુ સ્પષ્ટ રીતે સુવાચ્ય નથી પણ તેના પ્રારંભનો શ્લોક મુનિશ્રી જિનવિજયજી નોંધે છે[4] તેમ આ પ્રમાણે છે—

प्राग्वाटान्वयवंशमौक्तिकमणेः श्रीलक्ष्मणस्यात्मजः ।
श्रीश्रीपालकवीन्द्रबन्धुरमलश्चाशालतामण्डपः ।
श्रीनाभेयजिनाङ्घ्रिपद्ममधुपस्त्यागाद्भूतेः शोभितः
श्रीमान् शोभित एव सद्यविभवः स्वर्गोकमासेदिवान् ॥

(મુનિશ્રી જિનવિજયજી–પ્રાચીન જૈનલેખસંગ્રહ નં. ૨૭૧)

આ મૂર્તિ અને આ શ્લોકમાં પ્રાપ્ત થતી વિગતોને આધારે મુનિશ્રી જિનવિજયજી, શ્રીપાલનું કુટુંબ આ અદ્ભુત મંદિરના નિર્માતા ગુર્જરેશ્વર ભીમદેવના પ્રબળ દંડનાયક વિમલશાહની કુટુંબ પરંપરામાં જ ઊતરી આવ્યું હશે એવું અનુમાન કરે છે. શ્રીપાલના પિતા લક્ષ્મણનો સમય વિ. સં. ૧૧૦૦ કલ્પીને મુનિ શ્રી જિનવિજયજી વિજયપાલને વિ. સં. ૧૨૫૧ થી ૧૩૦૦માં થઈ ગયેલો માને છે. વિજયપાલ કવિ ભીમદેવ બીજો કે જે ભોળા ભીમદેવ તરીકે જાણીતો હતો એની રાજસભાનો કવિ હતો. એનું આ નાટક વસંતોત્સવ પ્રસંગે ત્રિપુરુષપ્રાસાદમાં ભજવાતું હતું એમ તે પોતે આ નાટકની પ્રસ્તાવનામાં નોંધે છે.

મુનિશ્રી જિનવિજયજી, શ્રી હી. ર. કાપડિયા અને બીજા ઘણા વિદ્વાનો શ્રીપાલ કવિને પોરવાડ વંશનો જૈન કવિ માને છે. ઉપર નોંધ્યું છે તેમ મુનિશ્રી એને વિમલશાહનો વંશજ પણ ગણે છે. જોકે વિજયપાલના "દ્રૌપદી-સ્વયંવર"ના નાન્દી શ્લોકો અને શ્રીપાલની "વડનગરપ્રાકારપ્રશસ્તિ"ના શ્લોકો વિજયપાલ અને એના પૂર્વજો હિન્દુ ધર્મી હોવાનો વાજબી સંકેત કરતા જણાય છે.

'દ્રૌપદીસ્વયંવર'ના પ્રથમ શ્લોકમાં કવિ વિજયપાલ ભગવાન શિવના ત્રિપુરાન્તક સ્વરૂપનું વર્ણન કરી શિવનો મહિમા ગાય છે.[6] રાક્ષસોનાં ત્રણ નગરોના શિવે જુદા જુદા દેવોની મદદથી કરેલ નાશની કથા ખૂબ જાણીતી છે. દક્ષિણ ભારતમાં એનાં શિલ્પો છે.[7] શિવના ત્રિપુરાત્મક સ્વરૂપનું કવિએ જે સુરેખ અને સસંદર્ભ વર્ણન કર્યું છે તે કવિનો આ પૌરાણિક કથાનકનો ઊંડો પરિચય બતાવે છે. આ કથા મહાભારતના કર્ણપર્વના અધ્યાય ૨૪માં આપવામાં આવી છે. આ ઉપરાંત 'શિવપુરાણ', 'શિવમહિમ્નઃસ્તોત્ર' વગેરેમાં પણ આ કથાનો ઉલ્લેખ છે.

બીજા નાન્દીશ્લોકોમાં લક્ષ્મીપતિ વિષ્ણુની સ્તુતિ કરવામાં આવી છે, એમાં કવિનો દેવી લક્ષ્મી તથા ભગવાન વિષ્ણુ તરફનો આદર પ્રગટ થાય છે. કવિએ દ્રૌપદીસ્વયંવર નાટકમાં ભગવાન કૃષ્ણને પણ જે રીતે કેન્દ્રસ્થાને મૂકી એમના વ્યક્તિત્વને ઉઠાવ આપવાનો પ્રયત્ન કર્યો છે તે કવિનો એમને માટેનો ઊંડો આદર અભિવ્યક્ત કરે છે. 'દ્રૌપદીસ્વયંવર'નું વાચન કરતાં કવિ જૈન હશે એમ જરા પણ લાગતું નથી. ઊલટાનું તે હિન્દુધર્મી હોય એમ પ્રતીત થાય છે. એટલે વિજયપાલ જ નહિ પણ એના પૂર્વજો પણ હિન્દુ ધર્મી હશે એમ વિચારણા કરવાનું પ્રાપ્ત થાય છે.

શ્રીપાલે રચેલી 'વડનગરપ્રાકારપ્રશસ્તિ'ના પ્રારંભમાં ભગવાન શિવને પ્રણામ કરી પ્રથમ શ્લોકમાં એમની સંકલ્પશક્તિને પ્રણામ કર્યા છે.[8] આ જ પ્રશસ્તિના અઢારમા શ્લોકમાં ગણેશનો અને શત્રુમંડળનો સંહાર કરનાર દેવીમંડળનો પણ ભાવપૂર્વક ઉલ્લેખ છે. પંદરમા શ્લોકમાં ચંડીનો રક્ત પીને પ્રસન્ન થતાં દેવી તરીકે ઉલ્લેખ છે. વીસમા અને એકવીસમા શ્લોકમાં અનુક્રમે બ્રહ્માજીએ કરેલા મહાયજ્ઞોને અવસરે ઊભા કરેલા યજ્ઞસ્થંભોનો અને બ્રાહ્મણોના અવિરત વેદઘોષનો ઉલ્લેખ છે. શ્લોક-૧૪માં પૃથ્વીનો ઉદ્ધાર કરનાર સિદ્ધરાજ જયસિંહને દેવાધિદેવ મહાદેવની આજ્ઞાથી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર ભગવાન વિષ્ણુ સાથે સરખાવ્યો છે. જ્યારે કુમારપાલને સ્વર્ગમાંથી ઉતરેલા હરિ સાથે સરખાવ્યો છે. શ્લોક ૨૩માં

વડનગરના બ્રાહ્મણો યજ્ઞો વડે દેવોનું પણ રક્ષણ કરે છે અને શાન્તિક તથા પૌષ્ટિક કર્મ વડે વન અને રાષ્ટ્રની પણ રક્ષા કરે છે એવો બ્રાહ્મણોને માટે આદરભર્યો ઉલ્લેખ છે. કવિપ્રશસ્તિમાં વારંવાર બ્રાહ્મણોના વેદઘોષનો ઉલ્લેખ થયો છે અને શ્લોક–૨૪માં આ કિલ્લાની રચના બ્રાહ્મણોના રક્ષણ માટે કરવામાં આવી હોવાની નોંધ કરી છે. 'આ કોટ અમર રહો' એવી અભિલાષા પ્રગટ કરતાં કવિ અંતભાગમાં પૃથુ અને સગર રાજાના અક્ષુણ્ણ યશનો ઉલ્લેખ કરે છે[૯] જે એનું આ પુરાણકથાઓનું જ્ઞાન પ્રગટ કરે છે.

આમ સમગ્ર પ્રશસ્તિનું અનુશીલન કરતાં એ સ્પષ્ટ જણાય છે કે કવિને બ્રાહ્મણો માટે ઊંડો આદર છે અને બ્રાહ્મણધર્મ તથા હિન્દુ પુરાણો સાથે એને ઘનિષ્ઠ નાતો હતો. હિન્દુધર્મનાં દેવ-દેવીઓનો પણ તે એમના પૌરાણિક સંદર્ભો સાથે સાદર ઉલ્લેખ કરે છે. વારંવાર એનું ધ્યાન બ્રાહ્મણો અને એમના વેદઘોષ તરફ વળે છે એટલે કવિ જૈન હોવા કરતાં હિન્દુધર્મી હોય એમ માનવાનું સબળ કારણ પ્રાપ્ત થાય છે. 'વડનગરપ્રાકારપ્રશસ્તિ' લેખ કુમારપાલે વડનગર ફરતો કિલ્લો બંધાવ્યો તેને લગતો અર્થાત્ નાગરિક-સ્થાપત્યને લગતો પ્રશસ્તિ લેખ છે. ધાર્મિક સ્થાપત્યને લગતો નહિ. આથી અહીં નાગર બ્રાહ્મણોનું કે હિન્દુ દેવદેવીઓનું આટલું સંકીર્તન કરવાની કવિને કોઈ અનિવાર્ય આવશ્યકતા નહોતી. દા. ત., સોમેશ્વર પોતે બ્રાહ્મણ પુરોહિત હોવા છતાં આબુ ઉપર તેજપાલે બંધાવેલા નેમિનાથ ચૈત્યની પ્રશસ્તિ રચતાં મંગલાચરણમાં તથા અંતમાં નેમિનાથની સાદર સ્તુતિ કરે છે. તે એ સ્થાપત્ય ધાર્મિક હોઈ ત્યાં આવશ્યક ગણાય. એવી રીતે વસ્તુપાલે રચેલા 'નરનારાયણનંદ'માં પણ મહાકાવ્યના નાયક તરીકે શ્રીકૃષ્ણની સ્તુતિ હોય તે સ્વાભાવિક છે.

'પ્રભાવકચરિત' કે જ્યાં શ્રીપાલનું વૃત્તાન્ત કંઈક વિસ્તારથી પ્રાપ્ત થાય છે ત્યાં પણ એણે કરેલી પાદપૂર્તિઓમાં એનો હિન્દુધર્મ તરફનો પ્રેમ પ્રગટ થતો જણાય છે. ગર્વિષ્ઠ દેવબોધે પાદપૂર્તિ માટે જે પાદો મૂકયાં હતાં તેમાં એક પાદ આ પ્રમાણે હતું :

'पौत्रः सोऽपि पितामहः'

કવિ શ્રીપાલે આ પાદની પૂર્તિ આ પ્રમાણે કરી છે:[૧૦]

'मूर्तिमेकां नमस्यामः शम्भोर्जलमयीमिमाम् ।
अब्जोत्पन्नतया यस्याः पौत्रः सोऽपि पितामहः ॥'

પ્રભાવકચરિત હે. સૂ. ચરિત શ્લોક ૨૧૮, પૃ. ૧૯૧. અહીં કવિ શ્રીપાલ ભગવાન શિવનાં આઠ સ્વરૂપો પૈકી જલમયી મૂર્તિને જે ભાવથી પ્રણમે છે તે જોતાં પણ એનો હિન્દુધર્મ અને શિવ તરફનો ભક્તિભાવ પ્રગટ થતો જણાય છે. આમ વિજયપાલનો આ પ્રસિદ્ધ પૂર્વજ બ્રાહ્મણધર્મી હોવાનો પૂરો સંભવ છે. કવિ પ્રાગ્વાટ વંશનો હતો એટલા માત્રથી એને જૈન માની લેવો તે બહુ પ્રતીતિકર લાગતું નથી કારણ કે બધા જ પ્રાગ્વાટવંશીઓએ પહેલેથી જૈન ધર્મ જ અંગીકાર કર્યો હતો એવું કાંઈ પ્રમાણ નથી. આ પ્રાગ્વાટવંશના વણિકો જ અત્યારે પોરવાડ તરીકે ઓળખાય છે અને પોરવાડમાં જૈન અને વૈષ્ણવો બન્ને પ્રકારના વણિકો છે.[૧૧]

કવિએ રચેલી 'ચતુર્વિંશતિજિનસ્તુતિ'નું પરિશીલન કરતાં જણાય છે કે કવિ જૈનોના તીર્થંકરોને સ્તવે છે ખરા પણ એમાં ભાવો કે ભક્તિની કોઈ ઉત્કટતા કે ઊંડાણ જણાતાં નથી. એમાં જૈન ધર્મ, પુરાણ કે તત્ત્વજ્ઞાનના સંદર્ભો પણ નથી. ત્રીજા તીર્થંકર સંભવનાથને કવિ સંભવ તરીકે સંબોધે છે. આ સ્તોત્રમાં કવિએ અત્યંત પ્રાસાદિક સરળ અને યમકમયી ભાષામાં ચોવીસ તીર્થંકરની સ્તુતિ કરી છે. તીર્થંકરોના ગુણોનું વર્ણન સર્વસામાન્ય પ્રકારનું છે અને કોઈ પણ તીર્થંકરનું વૈયક્તિક મહત્ત્વ કે સંદર્ભ પ્રગટ કરતું નિરૂપણ નથી. કવિ શ્રીપાલને હેમચંદ્રાચાર્ય અને શ્વેતામ્બરવાદી દેવસૂરિ સાથે નિકટનો સંબંધ હતો એટલે એમની સાથેના સંબંધોને કારણે પોતે હિન્દુધર્મી હોવા છતાં તીર્થંકરોની સર્વસાધારણ સ્તુતિ કરતું આ સ્તોત્ર રચી આપ્યું હોય એમ ન બને? સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાલના જૈન ધર્મ તરફના આદરને કારણે બ્રાહ્મણ અને જૈનધર્મીઓ વચ્ચેનું ઝનૂન મોટે ભાગે ઓસરી ગયું હતું તે આપણે જાણીએ છીએ, એટલે જે રીતે હેમચંદ્રાચાર્યે સોમનાથની સ્તુતિ કરતું સ્તવન રચ્યું હતું તે જ રીતે શ્રીપાલ વેદધર્મી હોવા છતાં એણે ચોવીસે તીર્થંકરોની સ્તુતિ કરતું આ સ્તોત્ર રચ્યું હોવાનો સંભવ છે. બાકી વિજયપાલે બ્રાહ્મણ ધર્મ અંગીકાર કર્યો હોય એમ પણ માની શકાય તેમ નથી કારણ કે એને એ પ્રકારની ફરજ પડી હોય એવું લાગતું નથી. એટલે વિજયપાલનું કુળ પ્રથમથી જ હિન્દુધર્મી હોય અને શ્રીપાલ તથા સિદ્ધપાલે જૈનધર્મીઓ સાથેના ઘનિષ્ટ સંબંધને કારણે જૈનધર્મ તરફ આદર અને અહોભાવ રાખ્યો હોય એમ માનવાનું મન થાય છે, સિદ્ધપાલે અણહિલવાડ પાટણમાં જૈન પૌષધશાળા બાંધી હતી તેથી તેને જૈન ગણી શકાય નહિ. એમ તો મૂળરાજ અને

સિદ્ધરાજ જયસિંહ જેવા રાજાઓએ પણ જૈનપ્રાસાદો બંધાવી આપ્યા હતા પરંતુ તેઓ પોતે પરમ માહેશ્વર હતા.

મુનિશ્રી જિનવિજયજીએ શ્રીપાલ વિમલશાહનો વંશજ હતો એમ જે અનુમાન કર્યું છે તે વિમલવસહીમાં પ્રાપ્ત થતી મૂર્તિને આધારે કર્યું છે પણ મુનિશ્રી જયંતવિજયજીએ એ મૂર્તિ શ્રીપાલની નહિ પણ એના ભાઈ શોભિતની હોવાનું સિદ્ધ કર્યું છે.[૧૨] લક્ષ્મણનો પુત્ર અને શ્રીપાલનો ભાઈ શોભિત તો નાભેય (ઋષભદેવ)નો ભક્ત હતો એ એની પ્રતિમા પરના લેખમાં શ્લોક ૧માં સ્પષ્ટ છે. આમ છતાં શ્રીપાલ અને એના અનુગામીઓ હિન્દુધર્મી હોવાની સ્પષ્ટ છાપ પડે છે.

## પાદટીપ

૧. જુઓ પ્રભાચંદ્રાચાર્ય વિરચિત 'પ્રભાવકચરિત'માં હેમચંદ્રસૂરિચરિત, શ્લોક ૧૮૪ થી ૧૮૭

૨. જુઓ દ્રૌપદીસ્વયંવર : સંપાદન : મુનિશ્રી જિનવિજયજી : પ્રસ્તાવના, પૃ. ૧૯

૪. B. J. Sandesara : SHRĪPĀL-The blind Poet Laureate at the court of Siddharāj Jayasimha (1094-1143 A. D.) and Kumārpāla (1143-1174 A. D.) of Gujarat, p. 252 ff.
—J, O. I. M. S. University, Baroda Vol. XIII No. 3 March, 1964, p. 252.

૪. એજન પૃ. ૨૨

૫. એજન પૃ. ૨૩

૬. द्रौपदीस्वयंवर ६.६

૭. Four illustrations are given in Tripurāntak Mūrti. The first two are to be found in Ellora and another in the Kailasanāth temple at Conjeevaram. Of the two sculptures of Ellora the first is in so called Daśāvatāra Cave. -T. A. Gopinatha Rao : Elements of Hindu Iconography, Vol. II, part 1, p. 170.

૮. જુઓ ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ-૨, પૃ. ૪૧.

૯. એજન, પૃ. ૪૨

૧૦. પ્રભાવકચરિતમાં હે. સૂ. ચરિત, શ્લોક ૨૧૮, પૃ. ૧૯૧.

૧૧. Porvāds : with a strength of 45093 including 33437 Shrāvakas, are found all over Gujarāt. They are said to take their names from Porvad a suburb of Shrimāl, the old Capital of south Marwār, They are divided in to Visās and Dasās. They are partly Vaishnavās partly Jains.

–Bombay Gazetter, Vol. IX, p. 72.

૧૨. મુનિશ્રી જયંતવિજયજી, આબુ, ભાગ બીજો, 'શ્રી અર્બુદ-પ્રાચીન જૈન લેખ સંગ્રહ, પૃ. ૩૪૬.

## પ્રકરણ : ૨ :

## ૧. 'દ્રૌપદીસ્વયંવર'ની વસ્તુસંકલના

### અંક પહેલો

**૧. નાન્દી અને પ્રસ્તાવના :**

મહાકવિ વિજયપાલરચિત 'દ્રૌપદીસ્વયંવર'નો પ્રારંભ સંસ્કૃત શિષ્ટ-જનોની પરિપાટી પ્રમાણે નાન્દી શ્લોકથી થાય છે. પ્રારંભમાં કવિ ભગવાન શિવના ત્રિપુરાન્તક સ્વરૂપનું વર્ણન કરી એમનો વિજય ગાય છે. બીજા શ્લોકમાં લક્ષ્મી અને લક્ષ્મીપતિનું વર્ણન કરી એમનું રક્ષણ માંગ્યું છે. નાન્દી પછી સૂત્રધાર પોતાના પારિપાર્શ્વકને બોલાવે છે અને અભિનવ સિદ્ધરાજ મહારાજ શ્રી ભીમદેવનું ગૌરવ કરતાં કેટલાંક વિશેષણો પ્રયોજી એમના દ્વારા આપવામાં આવેલા નાટક ભજવવાના આદેશની એને જાણ કરે છે. સાથે સાથે ઉમેરે છે કે વસંતઋતુમાં ત્રણે ભુવનોના અદ્‌ભુત પ્રભાવ અને વૈભવને પ્રગટ કરનારા ત્રિપુરુષપ્રાસાદ સમક્ષ અણહિલપુર પાટણને ઘેલું લગાડનાર નાટક ભજવવાનું છે. પારિપાર્શ્વક પોતાના મનની શંકા પ્રગટ કરતાં સૂત્રધારને જણાવે છે કે રાજાનું મન બહેલાવવા તેઓ જે નાટકનો અભિનય કરવા પ્રવૃત્ત થયા છે તે જ નાટક બીજા કપટ કરવામાં નિપુણ નટોએ ભજવવાનું શરૂ કર્યું છે તો શું કરવું ? સૂત્રધાર કહે છે કે તે કપટીઓએ નાહકનો ઉજાગરો વહોરી લીધો છે. કંઈ ઉંદરના ચામડાથી હાથીને બાંધવાની સાંકળ તૈયાર ન થાય કે અગણિત આગિયા-ઓથી ચંદ્રનું પ્રયોજન પણ પૂર્ણ ન થાય તેથી આ બાબતમાં બહુ ચિંતિત થવાની જરૂર નથી એમ સૂત્રધારને લાગે છે. સૂત્રધારનાં વચનોથી નચિંત અને ઉત્સાહિત થયેલો પારિપાર્શ્વક અભિનેય રૂપકનો પરિચય આપવા જણાવે છે, જેના જવાબમાં સૂત્રધાર કવિરાજ (શ્રીપાલ)ના પુત્ર સિદ્ધપાલના પુત્ર મહાકવિ વિજયપાલે રચેલું 'દ્રૌપદીસ્વયંવર' નામનું અદ્‌ભુત અને વીરરસપ્રધાન રૂપક ભજવવાનો અભિલાષ પ્રગટ કરે છે. એટલામાં નેપથ્યમાંથી કામદેવનો મહિમા પ્રગટ કરતા ગીતના સ્વરો સંભળાય છે. સૂત્રધાર નટોના શાનદાર પ્રારંભને પ્રશંસે છે અને દ્રૌપદીસ્વયંવર નિમિત્તે કરવા માટે પ્રવૃત્ત થયેલા અર્જુનના સહાયક શ્રીકૃષ્ણના આગમનનું સૂચન કરી પારિપાર્શ્વક સાથે ચાલ્યો જાય છે.

કવિએ શિવના ત્રિપુરાન્તક સ્વરૂપનું એના પૌરાણિક સંદર્ભ સહિતનું જે રીતનું કાવ્યમય વર્ણન કર્યું છે તે કવિનો હિન્દુ પુરાણો સાથે ગાઢ સંબંધ પ્રગટ કરે છે. લક્ષ્મી અને લક્ષ્મીપતિનો કવિએ કરેલો મહિમા પણ આ જ અનુમાનને પુષ્ટ કરે છે. શિવે કરેલા રાક્ષસોના ત્રિપુરસંહારની કથા મહાભારતના કર્ણપર્વના અધ્યાય ૨૪૭માં આપવામાં આવી છે.

કવિના સમયમાં પાટણમાં ત્રિપુરુષપ્રાસાદ નામની ભવ્ય ઈમારત અસ્તિત્વ ધરાવતી હશે અને એ ઇમારતમાં આ પ્રકારનાં નાટકો ભજવાતાં હશે એ પણ સ્પષ્ટ થાય છે. પ્રો. શ્રી સોમપુરાએ મેરુતુંગના 'પ્રબંધચિંતામણિ'ને આધારે નોંધ્યું છે કે મૂળરાજે અણહિલવાડ પાટણમાં ત્રિપુરુષપ્રાસાદ મંદિર બાંધ્યું હતું. શ્રી સોમપુરાએ એમ પણ નોંધ્યું છે કે મૂળરાજ ૧ લા અને ભીમદેવ ૧ લા એમ બન્નેએ ત્રિપુરુષપ્રાસાદ બંધાવ્યા હોય. જો કે એ પણ શક્ય છે કે ભીમદેવ ૧લાએ પોતાના અકાળે અવસાન પામેલા પુત્ર મૂળરાજની સ્મૃતિમાં બંધાવેલી ઇમારતને પરવર્તી લેખકોએ મૂળરાજ ૧ લા એ બંધાવેલી માની હોય.[1] આ પ્રસ્વાવનામાંથી એ પણ સ્પષ્ટપણે જાણવા મળે છે કે કવિ વિજયપાલ 'અભિનવ સિદ્ધરાજ' બિરુદ ધારણ કરનાર ભીમદેવ ૨ જાના દરબારમાં રહ્યો હશે અને એના સમયમાં આ પ્રાચીન ઇમારત અસ્તિત્વ ધરાવતી હશે.

કવિના સમયમાં સાહિત્ય ચોરીની પ્રથા બરાબર ચાલતી હશે અને એક નટ મંડળીએ તૈયાર કરેલા નાટકના કથાવસ્તુને આધારે બીજી નટમંડળી એવું જ નાટક તૈયાર કરીને ભજવતી હશે અને એ રીતે નટમંડળીઓમાં તીવ્રસ્પર્ધા પ્રવર્તતી હશે.

લક્ષ્યવેધને માટે પ્રયોજેલો 'રાધાવેધ' શબ્દ કોઈ બાબતનો સૂચક જણાય છે. બાણાવળીઓ દ્વારા કરાતા વિચિત્ર લક્ષ્યવેધને રાધાવેધ કહેવાય છે. દ્રૌપદી સ્વયંવરમાં નક્કી કરવામાં આવેલું લક્ષ્ય માછલી જ હતું એમ મહાભારતમાં નોંધાયું નથી પણ આ નાટકકાર સ્પષ્ટ રીતે એને માછલી તરીકે કલ્પે છે અને એને રાધાવેધ નામ આપે છે. તે કોઈ બાબતનું સૂચક હશે એમ જણાય છે.

કવિની આ પ્રસ્તાવના પ્રયોગાતિશય પ્રકારની છે અને કવિ એને માટે આમુખ શબ્દ પ્રયોજે છે.

### ૨. કૃષ્ણનું આગમન અને ભીમને બાણ લઈ આવવાનો આદેશ :

પ્રસ્તાવના પૂરી થતાં જ સૂચવાયા પ્રમાણે કૃષ્ણ રંગમચ ઉપર પ્રવેશે છે.

એમની સ્વગતોક્તિથી સ્પષ્ટ થાય છે કે એમણે જ દ્રુપદ રાજાને ધનુર્વિદ્યામાં કુશળ અને રાધાવેધ (મત્સ્યવેધ) કરવા સમર્થ વ્યક્તિને દ્રૌપદી વરાવવાની સલાહ આપી છે. વળી સ્વયંવરસભામાં પાંડવોને લઈ આવવાની યોજના બરાબર ઘડાઈ ચૂકી છે. પાંડવો આવી ગયા છે પણ હજુ કંઈક ખૂટે છે. પરશુરામે કર્ણને આપેલાં પાંચ બાણોમાંથી રાધાવેધ કરી શકે તેવાં બે બાણો અર્જુન માટે લઈ આવવાનાં છે. કૃષ્ણ એમની પાસે આવેલા ભીમને બે બાણો કર્ણ પાસેથી યાચી આવવાની અને તે પછી અજ્ઞાત વેશમાં જ દ્રુપદના દરબારમાં ચાલ્યા આવવાની સલાહ આપે છે. એ પછી કૃષ્ણ પોતે પણ દ્રુપદ રાજા પાસે જવાનો નિર્ણય કરી વિદાય થાય છે

કૃષ્ણપ્રવેશનો આ લઘુપ્રસંગ નાટકકાર માટે યોગ્ય ભૂમિકાનું સર્જન કરે છે. દ્રુપદ રાજાએ કૃષ્ણના કહેવાથી દ્રૌપદીસ્વયંવરનું આયોજન કર્યું છે એ હકીકત એમના પ્રભાવક વ્યક્તિત્વને ઉપસાવે છે. વળી આ આયોજન પાંડવોના હિતને માટે થયું છે અને આખી યોજના બરાબર પાર પડે તે માટે કૃષ્ણે ભારે દૂરંદેશિતા બતાવી છે એ હકીકત કવિએ ઘણા લાઘવ અને કૌશલ્યથી ઉપસાવી છે. કર્ણ પાસેથી પરશુરામે આપેલાં બાણો પૈકીનાં લક્ષ્યવેધ કરવાને સમર્થ એવાં બે બાણો લઈ આવવાનો ભીમને અપાયેલો આદેશ કૃષ્ણની વ્યૂહાત્મક કાર્યશૈલીનો અણસાર આપે છે. સાથે સાથે અનુગામી દૃશ્ય માટે પ્રેક્ષકોને સજ્જ પણ કરે છે.

### ૩. ભીમનો બાણયાચનાનો પ્રસંગ :

કૃષ્ણની સલાહ પ્રમાણે કર્ણ પાસેથી બે બાણો લઈ આવવા ભીમ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી કર્ણને બારણે આવી પહોંચે છે. અપરિમિત દાનથી પ્રસન્ન થયેલા યાચકોથી ઊભરાતું કર્ણનું દ્વાર કલા વિના પણ કર્ણના ભવનનો પરિચય આપે છે. કર્ણ દાનસ્થાન મંડપમાં આવી પહોંચે છે. ચાર ઘડીઓ વીતી ગઈ છતાં કોઈ અપૂર્વ યાચક હજુ સુધી પોતાને બારણે આવ્યો નથી તેથી કર્ણ ચિંતિત છે. ચાર ઘડી એને માટે ચાર યુગ જેવી બની રહી છે. એટલામાં વેદધ્વનિ સંભળાતાં તે પ્રતિહારીને તપાસ કરવા મોકલે છે. બહાર જઈને પાછા ફરેલા પ્રતિહારીને તે ક્રમશ: ઊતરતી સંખ્યાના અંકમાં યાચકોની સંખ્યા વિશે પૂછે છે. સંવાદાત્મક શ્લોકમાં કંઈક કૃત્રિમ છતાં ચમત્કૃતિ જન્માવે તે રીતે કર્ણને કોઈ એક જ યાચકના આગમનની જાણ થાય છે. યાચક એક જ હોવા છતાં દ્યાવાપૃથ્વીને ભરી દેતો એનો વેદધ્વનિ કર્ણના ચિત્તમાં આશ્ચર્ય ઊભું કરે

છે. આજ્ઞા મળતાં બ્રાહ્મણ વેશધારી ભીમ ત્યાં પ્રવેશે છે. યાચકના આકાર અને વેશની વિસંવાદિતા તરત કર્ણનું લક્ષ્ય ખેંચે છે પણ દાન આપવા પ્રતિબદ્ધ કર્ણ એથી ચિંતિત થયા વિના પુરોહિતને બ્રાહ્મણની ઇચ્છા જાણવા આદેશ આપે છે. સંવાદાત્મક શ્લોકમાં ભીમ પુરોહિત દ્વારા પ્રસ્તુત કરાતાં બધાં જ ભૌતિક સુખોનાં પ્રલોભનોને ખાળતો રહે છે. ફરી એકવાર કર્ણ પોતે ભીમને કેટલીક દુર્લભ વસ્તુઓ આપવા જણાવે છે. એક ક્ષણે તો પોતાનું મસ્તક સુધ્ધાં આપવા જણાવે છે. ભીમને શું જોઈતું હશે એ વિચારે ભારે ઉત્કંઠિત થયેલો કર્ણ ભીમને જે માંગવું હોય તે માગી લેવા જણાવે છે. જેના જવાબમાં ભીમ રાધાવેધ માટે બે બાણો આપી દેવાની વિનંતી કરે છે. કર્ણને લાગે છે કે બ્રાહ્મણોનો આ મનોરથ બ્રાહ્મણને નહિ પણ કોઈ ક્ષત્રિયને છાજે તેવો છે. આમ છતાં તે કોઈ પણ જાતનો દ્વિધાભાવ અનુભવ્યા વિના પોતાના પ્રતિહારને બાણનો ભાથો લઈ આવવા જણાવે છે. ભીમ એ ભાથામાંથી બે બાણો પસંદ કરી લે છે. પ્રતિહાર કંઈક ખિન્ન થાય છે પણ કર્ણ તો તે બાણો સહર્ષ ભીમને સોંપી દે છે. કર્ણ પણ કંઈક યાદ કરીને રાધાવેધ કરવા તૈયાર થયેલા દુર્યોધન પાસે જવા તત્પર બને છે.

કર્ણ પાસે ભીમે કરેલી બે બાણોની યાચનાનો આ પ્રસંગ કવિ વિજય-પાલનું ઉમેરણ છે. 'મહાભારત'માં અને ભાસના 'કર્ણભાર'માં કર્ણના કવચ-કુંડલાહરણનો જે પ્રસંગ છે તેનાથી કવિ સ્પષ્ટપણે પ્રભાવિત થયા જણાય છે. કર્ણનો યાચકો માટેનો આદર અને એની દાનવીરતાને ઉઠાવ આપવાનો કવિનો આશય અહીં બરાબર સિદ્ધ થાય છે. કર્ણ અને પ્રતિહારના, પ્રતિહાર અને ભીમના તથા કર્ણ અને ભીમના સંવાદો શ્લોકાત્મક શૈલીમાં મૂકવાની કવિની રીત આયાસજન્ય હોવા છતાં તે ચમત્કૃતિ જન્માવવામાં સફળ થાય છે. બે બાણો અંગેનો પ્રતિહારનો ઉદ્‌ગાર (૧.૧૩) કાવ્યાત્મક છે અને કવિની કલ્પના-શક્તિને પ્રગટાવે છે.

### ૪. રાધાવેધપ્રસંગ :

ભીમ બાણ લઈને ભાઈઓ પાસે આવે છે. અદ્‌ભુત શોભાવાળા રાધા-મંડપને જોઈને બધા ભાઈઓ આશ્ચર્યચકિત થાય છે. વિવિધ દેશોમાંથી આવેલા રાજાઓ મંડપમાં ગોઠવાય છે. મંડપ વચ્ચે સ્થંભ પાસે દ્રુપદ બેઠા છે. મંડપના એક ભાગમાં બેઠેલા યુધિષ્ઠિર વગેરે એમના સદાકાળના હિતૈષી કૃષ્ણની સચિંત પ્રતીક્ષા કરે છે. એટલામાં જ સભામાં પ્રવેશેલા કૃષ્ણ મંડપમાં ઉપસ્થિત થયેલા

રાજસમૂહમાં દુર્યોધન, શિશુપાલ અને પાંચ પાંડવોના આગમનની નોંધ લે છે. મંડપમાં એકબાજુ ઊભેલા પાંચાલરાજા શિવના ધનુષ્યનો પણ નિર્દેશ કરે છે. રાધાનું નામ પડતાં જ શ્રીકૃષ્ણને રાધા યાદ આવી જાય છે અને કંઈક આતુરતા અનુભવતા થાય છે. શ્રીકૃષ્ણને લાગે છે કે આ રાધામત્સ્ય કરતાં પણ રાધાનું મન દુર્ભેદ્ય છે. એ પછી રાજા દ્રુપદ અને કૃષ્ણ પરસ્પર અભિવાદન કરે છે, દ્રુપદ રાજા કૃષ્ણને રાધાવેધની કાર્યવાહીનું સંચાલન કરવાની વિનંતી કરે છે. કૃષ્ણ દ્રુપદ રાજાની વિનંતીનો સ્વીકાર કરીને જે રીતે મત્સ્યવેધ કરવાનો છે એના વિગતે સમજણ આપે છે. તેઓ કહે છે કે આ સભાની દક્ષિણે આવેલા મોટા થાંભલાની ડાબી બાજુએ ચક્કર ચક્કર ફરતા ચક્રમાં એક ચંચળ માછલીની ડાબી આંખની કીકી બાણથી વીંધવાની છે અને તે પણ તેલભરેલી કડાઈમાં મોં જોઈને. સામે પડેલા મહાન ધનુષ્યને ધારણ કરી જે આ રાધા માછલીને વીંધશે એને પૃથ્વી ઉપર અન્ય સ્વરૂપે અવતરેલી લક્ષ્મી જેવી દ્રૌપદી સ્વયં વરશે. આ પ્રમાણે સ્વયંવરની શરતો અને સિદ્ધિની વાત કરી કૃષ્ણ, દુર્યોધન તરફ દૃષ્ટિપાત કરે છે, અને મત્સ્યવેધ કરવા આવાહન આપે છે. દુર્યોધન યુવરાજ દુઃશાસનને એ માટે આદેશ આપે છે. દુઃશાસન મત્સ્યવેધ માટે રાખવામાં આવેલા ધનુષ્યના ટુકડે ટુકડા કરી નાખવાનો મનસૂબો સેવતો ગર્વથી ઊભો થાય છે. પણ એ ધનુષ્ય પાસે પહોંચતાં જ પછડાય છે. કૃષ્ણ ઊંધે માથે પડેલા એની ઉપહાસપૂર્વક નોંધ લે છે. પછી દુર્યોધન મામા શકુનિને સારા શુકન જોઈ એ કામ નીપટવા સલાહ આપે છે. આમાં વળી શુકન શા જોવાના ? એવાં ઉદ્ધત્ત વચનો બોલીને ફરી એકવાર તે ગર્વપૂર્વક શરસંધાન કરવા પ્રવૃત્ત થાય છે. શકુનિ કદાચ સહેલાઈથી બાણ ચઢાવી જશે એમ માની કૃષ્ણ માયા પ્રેરે છે અને વેતાલ મંડલ તથા બિભીષિકાનું સર્જન કરે છે. શકુનિ જેવો ધનુષ્ય ઉઠાવવા જાય છે ત્યાં વેતાલના સમૂહને જોઈને કંપી ઊઠે છે અને ભયભીત થયેલો ત્યાંથી ખસી જાય છે. શકુનિની અવદશા નિહાળી દુર્યોધન દ્રોણ તરફ સૂચક નજર નાખે છે. દ્રોણને હવે આ ઉમ્મરે આ પ્રકારનાં કાર્યોમાં રસ નથી, તો પણ દુર્યોધનને ખાતર તે આ કામ કરવા તૈયાર થાય છે અને ધનુષ તરફ દોડે છે. કૃષ્ણ અંતરિયાળ નિબિડ અંધકારનું સર્જન કરે છે. અંધકારથી દૃષ્ટિ નિષ્ફળ જતાં દ્રોણ પાછા ફરે છે અને દુર્યોધન સમક્ષ પોતાની લાચારી પ્રગટ કરે છે. દુર્યોધન હવે ભીષ્મ પિતામહ સામે જુએ છે પણ તેઓ તો લજ્જાથી અવરુદ્ધ છે. અંતે દુર્યોધન કર્ણને રાધાવેધ માટે પ્રોત્સાહિત કરે છે. કર્ણ ધનુષ્યની ક્ષમતામાં પણ સંદેહ પ્રગટ કરી પોતાનો ગર્વ વ્યક્ત કરે છે અને ગમે એવા દુષ્કર કર્મને પણ કરી

શકે તેવા પોતાના સામર્થ્યની વાત કરે છે. દુર્યોધન સ્વીકારે છે કે કર્ણને માટે કંઈ અશક્ય નથી પણ અત્યારે તો તે રાધાવેધ કરે એટલે બસ. કર્ણ રાધાવેધ કરવા પ્રવૃત્ત થાય છે, એટલામાં જ કૃષ્ણ, દ્રૌપદી અને અર્જુનના વિવાહનું માયાવી દૃશ્ય કર્ણને દેખાડે છે. જો અર્જુન દ્રૌપદીને પરણી જ ગયો હોય તો હવે એને રાધાવેધમાં કંઈ રસ નથી એમ કહી કર્ણ શરસંધાન કરવાનું માંડી વાળે છે. બધાને આ પ્રમાણે પાછા પડેલા જોઈને દુર્યોધન પોતે બાણ આરોપવા ઊભો થાય છે પણ એના હાથ કંપવા લાગે છે. કૃષ્ણ નોંધે છે કે કુરુરાજ દુર્યોધનનો હાથ ધનુષ્ય પકડવાને માટે સમર્થ નથી. અંતે તે પૃથ્વી ઉપર ગબડી પડે છે. કૃષ્ણ સાનંદ સ્મિત કરે છે ત્યારે અન્ય રાજવીઓ શરમાઈને સ્મિત કરતા ઊભા રહે છે. કૃષ્ણ જાહેર કરે છે કે કોઈ માનવ કે દાનવ પણ શરસંધાન કરી શક્યા નથી. કૃષ્ણનાં વચનો શિશુપાલને ઉશ્કેરે છે અને કૃષ્ણને દાનવની પણ નિષ્ફળતા ગણવા બદ્દલ કટુવચનો સંભળાવે છે, એટલું જ નહિ પોતે રાધાવેધ માટે સજ્જ હોવાનું જાહેર કરે છે. પોતાને માટે ગગનમંડળનો ચંદ્ર વીંધવાનું પણ સહજ છે તો રાધાની તો શી વિસાત? એમ કહીને આત્મવિશ્વાસપૂર્વક ઊઠે છે. કૃષ્ણ શિશુપાલના સામર્થ્યથી સભાન છે. પરિણામે ધનુષ્ય ઉપર ત્રણે ભુવનોનો ભાર મૂકી દે છે. શિશુપાલ ધનુષ્ય ઉપર ત્રણે ભુવનોને અધિષ્ઠિત થયેલાં જોઈને ખુશ થાય છે અને પોતે ત્રણ લોકના વિજેતાની કીર્તિ પ્રાપ્ત કરશે એવી હોંશ અનુભવે છે. શિશુપાલને ધનુષ્ય લેવા પ્રવૃત્ત થયેલો જોઈને કૃષ્ણ બધાની નજર બાંધી લે છે અને સ્વયં ઊભા થઈ શિશુપાલને પોતાને હાથે ગબડાવી પાડે છે. મૂર્ચ્છિત થયેલો શિશુપાલ શરમાઈને નાસી જાય છે. કૃષ્ણ જાહેર કરે છે કે હવે માત્ર બ્રાહ્મણો બાકી રહ્યા છે. પછી મનમાં નિર્ણય કરીને બ્રાહ્મણવેશમાં રહેલા અર્જુનને આમંત્રણ આપે છે. અર્જુન રાધાવેધ માટે સ્થંભ પાસે જાય છે. અને નમ્રતાપૂર્વક જણાવે છે કે જો મેં અખંડ ક્ષાત્રવ્રત પાળ્યું હોય અને ગુરુની ભક્તિ કરી હોય તો શિવનું આ ધનુષ્ય મને શરસંધાન માટે સહજ હોજો. પછી તે ધનુષ્ય ઉઠાવી લઈ શરસંધાન કરે છે. ભીષ્મ પિતામહ બ્રાહ્મણના અદ્ભુત પરાક્રમની નોંધ લે છે. ભીમ અર્જુનને કર્ણ પાસેથી લાવેલાં બે બાણ આપે છે પણ એની સફળતા અંગે સંદેહ પ્રગટ કરે છે. અર્જુન કહે છે કે પોતે જો આજે મત્સ્યવેધ કરી શકશે નહિ તો પછી તે ક્યારેય પણ બાણને હાથ લગાડશે નહિ. તે પછી એક બાણથી ચાલતા ચક્રને અટકાવી બીજા બાણથી માછલીની કીકીને વીંધી નાખે છે. કૃષ્ણ દ્રુપદ રાજાને અભિનંદન આપે છે. દ્રુપદ એનું શ્રેય શ્રીકૃષ્ણને સમર્પે

છે. રાજાઓ એકબીજાને સૂચક નજરે નિહાળે છે જે એમનો વિરોધ સૂચવે છે. બધા રાજાઓ દ્રુપદ સમક્ષ વિરોધ નોંધાવે છે કે બ્રાહ્મણ અદ્વિતીય સૌંદર્ય ધરાવતી દ્રૌપદીનો પતિ થઈ શકે નહિ અને વળી એણે પ્રથમ બાણે મત્સ્ય વીંધ્યું નથી તેથી દ્રૌપદીના પતિનો નિર્ણય સ્વયંવરથી થવો જોઈએ. કૃષ્ણ રાજાઓની દરખાસ્ત સ્વીકારી લે છે. દ્રુપદ સ્વયંવરસભાની તૈયારી કરવાનો આદેશ આપે છે અને બધા સ્વયંવર મંડપમાં જવા રવાના થાય છે ત્યાં પ્રથમ અંક પૂરો થાય છે.

મત્સ્યવેધના આ સમગ્ર પ્રસંગને કવિએ બને એટલો ચિત્રાત્મક અને રસગર્ભ બનાવવાનો પ્રયત્ન કર્યો છે. આ પ્રસંગ નાટકનો ગર્ભભાગ છે અને એમાં કવિની શૈલી અને કવિસજ્જતા પ્રગટપણે અભિવ્યક્ત થઈ છે. કવિની ચમત્કૃતિયુક્ત કાવ્યશક્તિનો અહીં આપણને પરિચય મળી રહે છે. કૃષ્ણે કરેલું બધા રાજવીઓના આગમનનું વર્ણન તથા દ્રુપદની પ્રતિજ્ઞાનું વર્ણન તાદૃશ ચિત્ર ખડું કરે છે. રાધાનું નામ પડતાં જ કૃષ્ણના ચિત્તમાં ઊભા થતા ભાવ-તરંગો પ્રસંગને એક પ્રકારની હૃદ્ય નજાકત અર્પે છે. એ પછી અર્જુનના બધા જ પ્રતિપક્ષીઓને પરાજિત કરવા કૃષ્ણ જે માયાવી તરકીબોનો આશરો લે છે એનું વર્ણન પણ અદ્‌ભુત રસ જન્માવે છે અને કવિએ પ્રસ્તાવનામાં કરેલી આ નાટક અદ્‌ભુત અને વીરરસપૂર્ણ હોવાની પ્રતિજ્ઞાને સાર્થક ઠરાવે છે. શિશુપાલ અને કૃષ્ણના બહુ જાણીતા સંઘર્ષના સંદર્ભનો આશ્રય લઈને અહીં પણ કવિએ કૃષ્ણને શિશુપાલનાં કટુવચનો સાંભળી લેતા બતાવ્યા છે પણ અંતે કૃષ્ણના હાથે શિશુપાલની હાંસી થતી બતાવીને કવિએ કૃષ્ણના સામર્થ્યને બરાબર ઉપસાવ્યું છે. કૃષ્ણના સામર્થ્યને આ રીતે બરોબર ઉપસાવવા પાછળનો કવિનો કૃષ્ણ માટેનો આદરભાવ સ્પષ્ટ જોઈ શકાય છે. પોતાના સહકાર્યકરોના સામર્થ્યથી ખિન્ન અને લાચાર બનતા દુર્યોધનની પરવશતા પણ બરાબર પ્રગટ થઈ છે. જોકે આખા દૃશ્યમાં અદ્‌ભુત તત્ત્વનો અતિરેક નાટ્યદૃષ્ટિએ મર્યાદારૂપ બને તેવો છે. એ રસક્ષતિ ન કરતો હોય તો પણ રંગમંચની દૃષ્ટિએ એની રજૂઆત કે અભિનય મુશ્કેલ બને તેવાં છે. અંતે મત્સ્યવેધ કરવા છતાં રાજાઓએ દ્રુપદને સ્વયંવર કરવાની ફરજ પાડી તેમ દર્શાવી કવિએ મત્સ્યવેધ અને સ્વયંવર એમ બન્નેને જુદાં જુદાં દર્શાવી પોતાનું એક આગવું દૃષ્ટિબિંદુ રજૂ કરવાનું મુનાસિબ માન્યું છે, જે એ પ્રસંગની વિવેચનામાં નોંધ્યું છે.

## બીજો અંક

### ૧. દ્રૌપદીનું સ્વયંવરણ :

બીજા અંકનો પ્રારંભ સ્વયંવર સભામાં કૃષ્ણ અને દ્રુપદના આગમનથી થાય છે. સ્વયંવર સભામાં બધા રાજાઓ પોતપોતાની જગાએ ગોઠવાઈ ગયા છે. દ્રુપદ પ્રતિહારને દ્રૌપદીને લઈ આવવા આદેશ આપે છે. દ્રૌપદી સખીઓ સાથે પ્રવેશે છે. બધા રાજાઓની નજર એના ઉપર ચોંટી ગઈ હોવાથી પ્રફુલ્લિત થયેલું એનું મન શરમના ભારથી સંકોચાય છે. સખી દ્રૌપદીને કોઈપણ પ્રકારનો સંકોચ ન રાખવાનું જણાવી ઇન્દુમતી વગેરે પ્રાચીન રાજકન્યાઓનો સ્વયંવર થયો જ હતો; આ કોઈ નવી વાત નથી એમ જણાવે છે. દ્રૌપદી પિતાજીને પ્રણામ કરે છે. દ્રુપદ દ્રૌપદીને ઇચ્છાવર પસંદ કરવાનો આદેશ આપે છે. સખીના હાથનું આલંબન લઈને હાથમાં માળા ધારણ કરેલી દ્રૌપદી સભામાં ફરે છે. દ્રૌપદીને આવતી જોઈને દુર્યોધન ઉન્માદ અનુભવે છે. એને મન દ્રૌપદી કામદેવનું બ્રહ્માસ્ત્ર અને વિધાતાનો સર્જનકળશ જણાય છે. સખી દ્રૌપદીને દુર્યોધનનો પરિચય આપે છે પણ દ્રૌપદી એને માટે અવજ્ઞાસૂચક ઉદ્‌ગારો કાઢીને આગળ વધે છે. એ પછી દ્રૌપદીની વૈદર્ભી નામની સખી દાનેશ્વરી ચંપાધિરાજ કર્ણ તરફ દ્રૌપદીનું ધ્યાન ખેંચે છે પણ દ્રૌપદી લોકટીકાને પાત્ર થયેલા જન્મવાળા કર્ણ તરફ પણ પોતાની નાપસંદગી વ્યક્ત કરે છે. એ માગધી નામની સખી યુવરાજ દુઃશાસનને ઓળખાવે છે પણ દ્રૌપદી વૈભવ તેમજ યૌવનમદથી છકી ગયેલા દુઃશાસનને છોડી જવાનું પસંદ કરે છે. સભામાં દ્રોણની બેઠક પાસે આવતાં એમને પ્રણામ દ્વારા પૂજ્યભાવ પ્રગટ કરી એમને માટેનું એનું હૃદ્‌ગત પ્રગટ કરી દે છે. શકુનિનું નામ સાંભળતાં જ તે અકળાઈ ઊઠે છે અને પોતાનો અણગમો વ્યક્ત કરે છે. શિશુપાલનો પરિચય કરાવવામાં આવતાં એને ધર્મવિમુખ ગણી એનો પણ ત્યાગ કરી દે છે. આમ એક પછી એક સર્વ રાજવીઓની અવહેલના કરતી દ્રૌપદીને નજીક આવતી જોઈને અર્જુન પ્રસન્ન થાય છે. માગધી બધા બ્રાહ્મણો તરફ દ્રૌપદીનું ધ્યાન ખેંચે છે. દ્રૌપદીની નજર અર્જુન ઉપર સ્થિર થાય છે. તે અર્જુન સાથે હસ્તમેળાપ કરવા અધીરી બને છે. અર્જુને માત્ર (મત્સ્ય)ને જ નહિ પણ પોતાના મનને વીંધી નાખ્યું છે એમ કહી તે પોતાનો અભિલાષ પ્રગટ કરે છે. અર્જુન દ્રૌપદીના નેત્રકટાક્ષથી વીંધાય છે. દ્રૌપદી ફરી એક વાર અર્જુનના મનોહર દેખાવને નિહાળતી ઊભી રહે છે. માગધી આગળ જવાનો પ્રસ્તાવ મૂકી દ્રૌપદીની મજાક કરે છે. પણ

દ્રૌપદી પોતાના પ્રતિજ્ઞારૂપી સાગરને ભુજબળથી તરી જનારા અર્જુનનું આધિપત્ય સ્વીકારે છે. આથી માગધી એને વરમાળા પહેરાવવાનો અનુરોધ કરે છે. દ્રૌપદીને અર્જુન પાસે ઊભી રહેલી જોઈને અન્ય રાજાઓ ભોંઠા પડે છે. દ્રુપદ પુત્રીની પસંદગીને અભિનંદે છે. કૃષ્ણ પણ અર્જુન અને દ્રૌપદીનું ગૌરવ કરે છે. રાધાવેધ કરીને અર્જુને દ્રૌપદીને તો જીતી લીધી હતી જ પણ સ્વયંવરમાં દ્રૌપદીના અનુરાગનું પણ પરીક્ષણ થઈ ગયું એમ કહી કૃષ્ણ પ્રસન્નતા અનુભવે છે. કૃષ્ણના 'બીજું પણ તમારું શું ભલું કરું ?' એવા પ્રશ્નના જવાબમાં દ્રુપદરાજા યોગ્ય જમાઈ પ્રાપ્ત કરવા બદલ ધન્યતા અનુભવી પોતાના સર્વ મનોરથ પૂર્ણ થયાનો સંતોષ વ્યક્ત કરે છે. કૃષ્ણ ભારત વર્ષમાં સજ્જનોનો ઉત્કર્ષ, દુર્જનોનો અપકર્ષ, જયશ્રીનું સંવર્ધન અને ધર્મના ઉદયથી અભિલાષા પ્રગટ કરે છે ત્યાં નાટક પૂર્ણ થાય છે.

'દ્રૌપદીસ્વયંવર'નો આ બીજો અંક કાર્યવેગ વિનાનો હોવા છતાં પાત્રાલેખનની દૃષ્ટિએ મહત્ત્વનો છે. અર્જુને મત્સ્યવેધ કર્યો તેથી શરત પ્રમાણે દ્રૌપદી એની થઈ ચૂકી હતી જ આમ છતાં રાજાઓની દ્રૌપદીનો સ્વયંવર કરવાની દરખાસ્ત કૃષ્ણે સ્વીકારી લીધી એ માત્ર એમનો વિરોધ શાન્ત કરવા માટે નહિ પણ કૃષ્ણ પોતે અંકને અંતે જણાવે છે તેમ દ્રૌપદીના અનુરાગનું પરીક્ષણ કરવા માટે પણ ખરી. અર્જુને રાધાવેધનું અસાધારણ પરાક્રમ બતાવ્યું તેથી જ દ્રૌપદીએ એને પતિ તરીકે સ્વીકાર્યો એમ નહિ પણ અર્જુનના વ્યક્તિત્વે એના ચિત્તમાં કેવો મોટો અહોભાવ ઊભો કર્યો હતો તે બતાવવું પણ નાટકકારને અભિપ્રેત છે અને માટે જ મૂળકથામાં પરિવર્તન લાવીને મત્સ્યવેધ અને સ્વયંવરને જુદા જુદા બતાવવાનો નાટકકારે પ્રયાસ કર્યો છે. આ નાટકમાં બે અંકોનું આયોજન કરવા પાછળનો હેતુ પણ દ્રૌપદીના સ્વયંવરણને મત્સ્યવેધથી અલગ બતાવવાનું છે. અર્જુને દ્રૌપદીને માત્ર બાહુબળે જ જીતી છે એમ નહિ પણ ગુણબળે પણ જીતી લીધી છે એમ દઢાવવું કવિને અભિપ્રેત છે. આપણે નોંધવું જોઈએ કે કવિ એમના આ ઉદ્દેશમાં ઠીક ઠીક સફળ રહ્યા છે. દ્રૌપદી અર્જુનને જોઈને કહે છે :

'भिन्ना अनेन राधा बाणैर्गुणैर्मम हृदयम् ।
अयं स्वयंवरोऽमुष्याश्चके रागपरीक्षणम् ॥

આની આ વાત શ્રીકૃષ્ણે પ્રકારાન્તરે "अयं स्वयंवरोऽमुष्याश्चक्रे रागपरीक्षणम्" કહીને કરી છે. અર્જુનનું ગૌરવ અને દ્રૌપદીની ગુણગ્રાહિતાને ઉઠાવ આપવાની

સાથે સાથે આ પ્રસંગ પ્રતિપક્ષના જુદા જુદા માંધાતાઓ દુર્યોધન, કર્ણ, દુઃશાસન, શકુનિ અને શિશુપાલ વગેરેની ચરિત્રગત નિર્બળતાઓને અત્યંત લાઘવથી અભિવ્યક્ત કરે છે, એટલે પાત્રાલેખનનો કવિનો ઉદ્દેશ કુશળતાપૂર્વક પાર પડ્યો છે. દ્રૌપદીનું આગમન દુર્યોધન, શિશુપાલ વગેરેના ચિત્તમાં જે તરંગો ઉત્પન્ન કરે છે એને કાવ્યમય વાણીમાં અભિવ્યક્ત કરવામાં કવિ સફળ થયા છે. કવિની કાવ્યશક્તિનો ઉન્મેષ અને લાઘવ આ રીતે ખાસ નોંધપાત્ર બની રહે છે. સ્વયંવરના પ્રારંભમાં કવિ ઇન્દુમતી સ્વયંવરનો ખાસ ઉલ્લેખ કરે છે. તે પરથી કહી શકાય કે કવિએ રઘુવંશના છઠ્ઠા સર્ગનો ઇન્દુમતી સ્વયંવર વાંચ્યો હશે. જોકે ત્યાં પ્રાપ્ત થાય છે તેવું રાજાઓનું વર્ણન કરવાના મોહમાં કવિ પડ્યા નથી. કોઈ પણ કવિને કાવ્યપ્રસ્તાર કરવાની લાલચ થાય તેવા આ પ્રસંગમાં કવિએ જે લાઘવથી કામ લીધું છે તે એમની વિશેષ પ્રકારની નાટ્યસૂઝ દર્શાવે છે. જો કે 'નલવિલાસ'માં દમયંતી જે રીતે અન્ય રાજાઓનો પરિહાર કરે છે એ જ રીતે અહીં દ્રૌપદી પણ અન્ય રાજવીઓનો પરિહાર કરતી આગળ વધે છે એટલે કવિ રામચંદ્રની આ કવિ ઉપર અસર પડી હોય એવું અનુમાન કરવાનું પ્રાપ્ત થાય છે પણ એકંદરે એમ કહી શકાય કે કવિ પૂર્વસૂરિઓથી પ્રભાવિત થયા હોવા છતાં નાટ્યલેખનમાં એમણે એમનું નિજી તત્ત્વ જાળવી રાખ્યું છે.

**મહાભારતની દ્રૌપદીસ્વયંવરકથા :**

મહાભારતના આદિપર્વના ૧૭૪મા અધ્યાયથી ૧૮૮મા અધ્યાયમાં દ્રૌપદી-સ્વયંવરની કથાનુ આલેખન છે. એ ભાગ દ્રૌપદી સ્વયંવર પર્વ તરીકે ઓળખાય છે. એમાં ૧૭૫મા અધ્યાયથી ૧૮૧મા અધ્યાય સુધી દ્રૌપદીસ્વયંવરને લગતી હકીકતોનું નિરૂપણ છે અને તે પછી દ્રૌપદીની પાંચ પતિની સમસ્યાનું મહર્ષિ વ્યાસે કરેલું સમાધાન વગેરે વિગતોનું નિરૂપણ છે.

પાંડવો ધૌમ્ય મુનિને એમના પુરોહિતપદે આગળ કરીને પાંચાલ દેશમાં દ્રૌપદી સ્વયંવરમાં હાજરી આપવા જાય છે. દ્રૌપદી પાંડવોની પત્ની થશે એવી આગાહી કરનાર મહર્ષિ વ્યાસનો એમને રસ્તામાં મેળાપ થાય છે. મહર્ષિ વ્યાસ એમને સાંત્વન આપે છે. પછી દ્રુપદની સ્કન્ધાવાર નગરીમાં પહોંચી, એક કુંભારને ત્યાં ઉતારો કરી પ્રચ્છન્ન વેશમાં ભિક્ષા માંગતા તેઓ દિવસ પસાર કરતા રહ્યા.

દ્રુપદરાજાની ઇચ્છા પોતાની પુત્રીને અર્જુનને પરણાવવાની હતી પણ પ્રયત્ન કરવા છતાં જ્યારે અર્જુનની ભાળ મળી નહીં ત્યારે એમણે સ્વયંવર કરવાનું વિચાર્યું. ન વળી શકે તેવું મોટું મજબૂત ધનુષ્ય અને જેના છિદ્રમાં કંઈક નિશાન ફર્યા કરે એવું એક કૃત્રિમ યંત્ર બનાવ્યું. એ ઉપર એક સોનેરી લક્ષ્ય ભરાવી દ્રુપદે જાહેર કર્યું કે આ મારા બનાવેલા ધનુષ્યથી અને આ પાંચ બાણોથી લક્ષ્યને વીંધનાર વીર મારી પુત્રીને મેળવશે.

દ્રુપદરાજાની ઉદ્ઘોષણા સાંભળીને દેશવિદેશથી આવેલા રાજવીઓની હાજરીમાં ભવ્ય મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું. સોળમે દિવસે સર્વ આભૂષણોથી સજ્જ થયેલી દ્રૌપદી જ્યારે રંગમંચ ઉપર આવી ત્યારે પુરોહિતે અને બ્રાહ્મણોએ વેદઘોષ કરી અગ્નિને વિધિપૂર્વક આહુતિ આપી. દ્રુપદરાજાના પુત્રે શાન્તિ સ્થાપીને બધા રાજવીઓને ઉદ્દેશીને મોટેથી કહ્યું, 'આ ધનુષ્ય છે, આ લક્ષ્ય છે અને આ પાંચ બાણો છે. હે રાજાઓ! તમે સાંભળો. યંત્રના છિદ્રમાંથી પાંચ બાણો પસાર કરીને લક્ષ્યને વીંધવાનું છે. આ દુષ્કર કર્મને જે કરશે તે કુળવાન, રૂપવાન અને બળવાન વીરને આ મારી બહેન વરશે, હું અસત્ય બોલતો નથી.' તે પછી ધૃષ્ટદ્યુમ્ને દ્રૌપદીની હાજરીમાં બધા રાજાઓનો સગોત્ર પરિચય કરાવવા માંડ્યો. સ્વયંવરમાં આવેલા રાજવીઓનું અને એમના કામસંતપ્ત પ્રતિભાવોનું કવિએ વિસ્તૃત વર્ણન કર્યું છે. બધા રાજાઓ દ્રૌપદીને વરવા આતુર થયા હતા ત્યારે કૃષ્ણ અને એમના અનુયાયી યાદવો કૃષ્ણની સલાહથી નિરપેક્ષભાવે શાન્ત બેઠા હતા. સમારંભને ચારે બાજુથી નિહાળતા શ્રીકૃષ્ણે ભસ્મથી ઢંકાયેલા અગ્નિ જેવા પ્રતાપી પાંડવોને ઓળખી કાઢ્યા. બલરામ પણ તે જાણી ખૂબ ખુશ થયા. એ પછી બાણ ચઢાવવા એક પછી એક રાજાઓ ઊઠતા રહ્યા પણ એમાંના ઘણા ધનુષ્યને ખસેડી શક્યા નહિ. કેટલાક પરાક્રમ બતાવવા જતાં ધરણી પર ઢળી પડ્યા. હાંસીપાત્ર બનેલો રાજાઓનો મોટો સમૂહ દ્રૌપદીને મેળવવાની આશા ગુમાવી બેઠો. આ પ્રમાણે સઘળો જનસમાજ સંભ્રાન્ત બની ગયો ત્યારે કુંતીનો પુત્ર જીતવાની ઇચ્છાથી બાણ ચઢાવવા ઉદ્યત થયો. બ્રાહ્મણ વેશધારી અર્જુનને જોઈને કેટલાક બ્રાહ્મણો પ્રસન્ન થયા તો કેટલાક 'આ બ્રાહ્મણોને હાંસીપાત્ર બનાવશે' એવા સંદેહથી વ્યગ્ર બન્યા. કેટલાકે અર્જુનને વાર્યો તો કેટલાકે એના પ્રયત્નને પ્રોત્સાહ આપવા

બ્રહ્મતેજનું ગૌરવ કરતાં કેટલાંક ઉદાહરણો પ્રસ્તુત કર્યાં. આ પ્રમાણે બુદ્ધિજીવી બ્રાહ્મણો સંકલ્પવિકલ્પ કરતા હતા ત્યારે અર્જુન આત્મવિશ્વાસથી લક્ષ્યવેધ માટેના મંડપ પાસે અચળ પર્વતની જેમ સ્થિર બનીને ઊભો રહ્યો. પછી ધનુષ્યની પ્રદક્ષિણા અને પ્રણામ કરીને એણે ધનુષ્ય ઊંચકી લીધું અને પલકવારમાં એણે પાંચ બાણોથી લક્ષ્યને વીંધી છિદ્રમાંથી પૃથ્વી ઉપર ગબડાવી પાડયું. સભામાં અને અંતરિક્ષમાં ભારે દેકારો મચી ગયો. દેવોએ અર્જુન ઉપર પુષ્પવૃષ્ટિ કરી. અર્જુનની ચારે બાજુ પ્રસંશા થઈ રહી. દ્રુપદ પણ પ્રસન્ન થયા. યુધિષ્ઠિર ઓળખાઈ જવાની બીકે નકુલ અને સહદેવને લઈને ચાલી ગયા. લક્ષ્યને વીંધાયેલું જોઈને અને અર્જુનને ઇન્દ્ર જેવો સોહામણો જોઈને સ્મિત કરતી દ્રૌપદીએ શ્વેત પુષ્પોની માળા અર્જુનના ગળામાં પહેરાવી દીધી. ખિન્ન થયેલા રાજાઓએ સંગઠિત થઈ દ્રુપદ અને તેના પુત્રને મારી નાખવા નિર્ણય કર્યો. આ સ્વયંવર ક્ષત્રિયોનો હતો. બ્રાહ્મણને વરવાનો દ્રૌપદીને કોઈ અધિકાર નથી એમ કહી તેઓએ સહુને ઉશ્કેર્યા. જો દ્રૌપદી આ ન સમજે તો એને પણ અગ્નિમાં ફેંકી દેવી એમ એમણે નક્કી કર્યું. બ્રાહ્મણને અવધ્ય સમજી બધાએ દ્રુપદ ઉપર આક્રમણ કર્યું. દ્રુપદ બ્રાહ્મણને શરણે ગયો. બ્રાહ્મણ વેશધારી અર્જુન અને ભીમે યુદ્ધનો પડકાર ઝીલી લીધો. કૃષ્ણે પાંડવોના અસ્તિત્વ અંગે કરેલું અનુમાન સાચું પડયું અને કુન્તાફોઈ સહિત પાંડુપુત્રો લાક્ષાગૃહના દાહમાંથી બચી ગયા છે એવી પ્રતીતિ થતાં બલરામ અને કૃષ્ણ ખૂબ પ્રસન્ન થયા. રાજાઓ સાથેના તુમુલ યુદ્ધમાં અર્જુન અને ભીમ દ્વારા કર્ણને ભયભીત અને શલ્યને પરાસ્ત થયેલો જાણીને અન્ય રાજાઓ ખૂબ ગભરાયા. રાજાઓ યુદ્ધ કરવાનું માંડી વાળવા વિચારતા થયા. ત્યારે શ્રીકૃષ્ણે પણ 'આણે ધર્મપૂર્વક દ્રૌપદી મેળવી છે' એમ કહીને રાજાઓને સમજાવ્યા અને યુદ્ધ કરતાં અટકાવ્યા. અર્જુન દ્રૌપદીને લઈને ઘેર આવ્યો અને એણે દ્રૌપદીને માતા આગળ ભિક્ષા તરીકે નિવેદન કરતાં કુંતાજીએ એને સાથે મળીને ભોગવવાનો આદેશ આપ્યો. વસ્તુસ્થિતિની જાણ થતાં કુંતી ક્ષોભ પામ્યાં. દ્રૌપદીને પાંચે ભાઈઓએ વરવું કે કેમ એનો નિર્ણય કરવાનું કામ યુધિષ્ઠિર પર છોડવામાં આવ્યું. યુધિષ્ઠિરે અદ્વિતીય સૌંદર્યવાળી દ્રૌપદી તરફની ભાઈઓની સસ્પૃહ નજર પારખી જઈને ભાઈઓમાં આને કારણે કોઈ વિખવાદ ન થાય એમ વિચારીને અને મહર્ષિ વ્યાસના વચનોને યાદ કરીને 'કલ્યાણી દ્રૌપદી આપણા સહુની પત્ની થાઓ' એવો નિર્ણય જાહેર કર્યો.

(અધ્યાય ૧૫૭માં મહર્ષિ વ્યાસે દ્રૌપદી પાંડવોની પત્ની થશે એવી આગાહી કરી હતી). શ્રીકૃષ્ણ અને બલરામ ત્યાં આવી પ્રસન્ન થયા અને પાંડવો ઓળખાઈ ન જાય તેથી છાવણીએ પાછા ફર્યા. તપાસ કરવા આવેલા ધૃષ્ટદ્યુમ્ને પાંડવોની ચર્યા નિહાળી અને એને સ્પષ્ટ થયુ કે આ પાંડવો જ લાગે છે. આ વિગત એણે જઈને પિતાને જણાવી. દ્રુપદ રાજાએ પુરોહિતને તપાસ માટે મોકલ્યા. એ પછી યુવકે આવી દ્રુપદરાજાનું ભોજનનું આમંત્રણ પાઠવ્યું. દ્રુપદરાજાના વાહનમાં બેસી પાંડવો એમના મહેમાન બન્યા. એ પછી દ્રુપદરાજાએ પોતાના મનની વાત યુધિષ્ઠિરને પૂછી. યુધિષ્ઠિરે એમનો પાંડુપુત્ર તરીકે પરિચય આપ્યો. દ્રુપદ પોતાનો અભિલાષ પૂર્ણ થયો છે એમ જાણી હર્ષવિભોર બની ઊઠ્યા. દ્રુપદ રાજાએ અર્જુન વિધિપૂર્વક એમની પુત્રીનો સત્કાર કરે એવી દરખાસ્ત કરી જેના ઉત્તરમાં તેઓ પાંચે આ દ્રૌપદીને વરશે એમ જણાવ્યું. દ્રુપદરાજા વિચારમાં પડી ગયા અને તે કેવી રીતે શક્ય બની શકે તે અંગેની વિમાસણ વ્યક્ત કરી. યુધિષ્ઠિરે દ્રુપદરાજાને કહ્યું કે ધર્મ ખૂબ સૂક્ષ્મ છે અને એની ગતિ જાણવી મુશ્કેલ છે. હું કદી પણ જૂઠું બોલું નહિ કે માતાની વાણી મિથ્યા પણ થવા દઉં નહિ. દ્રૌપદીનો પાંચ પતિ સાથેનો વિવાહ ધર્મ્ય છે એમ યુધિષ્ઠિરે ભારપૂર્વ જણાવતાં દ્રુપદરાજાએ યુધિષ્ઠિર, કુન્તી અને ધૃષ્ટદ્યુમ્ન મળીને જેમ કહેશે તેમ હું કરીશ એમ જણાવ્યું. એટલામાં ત્યાં આકસ્મિક રીતે જ વ્યાસમુનિ આવ્યા. મહર્ષિ વ્યાસે પાંચે પાંડવો અને દ્રૌપદીના પૂર્વજન્મની વાત કહી અને એના અનુસંધાનમાં દ્રૌપદી પાંચે પતિને પરણે તે દરખાસ્તને અનુમોદન આપ્યું.

### ૩. મૂળકથામાં કરેલાં પરિવર્તનો :

બે અંકના 'દ્રૌપદીસ્વયંવર'નું વસ્તુગ્રથન કવિએ એમની પોતાની રીતે કર્યું છે. કવિ મહાભારતની કથાથી પ્રભાવિત છે. પણ મૂળકથાને પોતાના કલ્પનાશીલ દૃષ્ટિકોણથી રજૂ કરવાનો ઉદ્દેશ પ્રગટપણે દેખાઈ આવે છે. મૂળકથાની લક્ષ્યવેધની વિગતને કેન્દ્રમાં રાખીને કવિએ અન્ય વિગતોમાં આમૂલ પરિવર્તન આણ્યું છે.

મૂળકથામાં કવિએ કરેલાં પરિવર્તનો પૈકી સહુથી મોટું અને મહત્ત્વનું પરિવર્તન શ્રીકૃષ્ણને સમગ્ર ઘટનામાં કેન્દ્રસ્થાને મૂકવાનું છે. મૂળકથામાં કૃષ્ણ સ્વયંવરસભામાં અન્ય રાજાઓ જેવા જ એક સભાસદ છે. દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન વૃષ્ણિમંડળની ઓળખ આપતાં વાસુદેવ ઉપરાંત સંકર્ષણ, પ્રદ્યુમ્ન વગેરે યાદવોનો

ઉલ્લેખ કરે છે. (૧–૧૭૭, ૧૬ થી ૧૮) મૂળકથામાં શ્રીકૃષ્ણ સ્વયંવરસભામાં દ્રૌપદીની બાબતમાં નિઃસ્પૃહ અને નિરપેક્ષભાવ અનુભવે છે.[2] એમને પાંડવો લાક્ષાગૃહમાંથી બચી ગયાનો સંદેહ થાય છે અને પોતાનું અનુમાન બલરામ સમક્ષ પ્રગટ પણ કરે છે. અર્જુનને લક્ષ્યવેધ કરતો જોઈને અને ભીમ તથા અર્જુનને અનેક રાજાઓ સાથે પરાક્રમપૂર્વક લડતા જોઈને કૃષ્ણનું અનુમાન દૃઢ થાય છે. સ્વયંવરને અંતે કૃષ્ણ તથા પાંડવોના નિવાસસ્થાને જઈને એમને અભિનંદન આપી આવે છે, અને કુન્તા ફોઈ સહિત પાંડવો લાક્ષાગૃહમાંથી બચી ગયા તે બદલ પોતાનો હર્ષ વ્યક્ત કરે છે. દ્રૌપદીના પાંડવો સાથે વિવાહ થતાં શ્રીકૃષ્ણ પાંડવોને મોસાળા તરીકે ઘણાં આભૂષણો વગેરે પણ આપે છે. (આદિપર્વ ૧૯૧, શ્લોક ૧૩ થી ૧૯) આટલી વિગત સિવાય શ્રીકૃષ્ણ સ્વયંવરસભામાં પાંડવોના હિતૈષી તરીકે બીજો કોઈ સક્રિય ભાગ ભજવતા નથી. પણ 'દ્રૌપદીસ્વયંવર'ના રચયિતા શ્રી વિજયપાલના ચિત્તમાં સમગ્ર મહાભારતના શ્રીકૃષ્ણનું રેખાચિત્ર અંકિત છે. શ્રીકૃષ્ણે પાંડવોને વખતોવખત જે અમૂલ્ય સહાય કરી હતી એ વિગતોથી નાટકકાર સભાન છે, અને તેથી દ્રૌપદીસ્વયંવરપ્રસંગમાં પણ શ્રીકૃષ્ણને જ કવિએ કેન્દ્રમાં પ્રસ્થાપિત કરી, શ્રીકૃષ્ણ દ્વારા પાંડવોને ઉપકૃત થતા બતાવ્યા છે. પાંડવોના સદાકાળના હિતૈષી તરીકેનું કૃષ્ણનું જે વ્યક્તિત્વ મહાભારતમાં ઊપસ્યું છે એને જ અહીં કવિએ પ્રાધાન્ય આપ્યું છે. નાટકમાં પ્રારંભની ઉક્તિઓમાં જ કવિએ શ્રીકૃષ્ણમુખે ભીમને કહેવડાવ્યું છે—

'वत्स ! पाण्डवाभ्युदयादन्यन्न वयं कदा किञ्चिदप्युपक्रमामहे'

પાંડવોના પરમહિતૈષી તરીકે કૃષ્ણે વખતોવખત જે વ્યૂહાત્મક અભિગમ અપનાવ્યો હતો તે બધાથી પણ કવિ પરિચિત છે અને તેથી અહીં કૃષ્ણને પાંડવોના પરમ હિતૈષી ઉપરાંત એમને એક વ્યૂહ મુત્સદ્દી તરીકે ઉપસાવવાનો કવિનો ઉપક્રમ સ્પષ્ટ જોઈ શકાય છે. કવિના આ કૃષ્ણપરક અભિગમને કારણે કૃષ્ણ નાટકમાં સઘળી ક્રિયાઓના પ્રયોજક અને સાધક બની રહ્યા છે. દ્રુપદે કૃષ્ણની સલાહ મુજબ જ સ્વયંવરનું આયોજન કર્યું છે, એટલું જ નહિ પણ સ્વયંવર સભાના સંચાલનનો સઘળો દોર પણ દ્રુપદ રાજાએ કૃષ્ણના હાથમાં જ સોંપ્યો છે એવું નિરૂપણ મૂળકથામાં કરેલું મહત્ત્વનું અને સૂચક પરિવર્તન છે. મૂળ કથામાં ધૃષ્ટદ્યુમ્ન સ્વયંવરસભાનું સંચાલન કરે છે જ્યારે અહીં કૃષ્ણને જ સર્વેસર્વા બતાવ્યા છે.

(૨) દ્રૌપદી અર્જુનને જ વરે એવી કૃષ્ણની અભિલાષાને કારણે કૃષ્ણ પ્રથમથી જ સતર્ક રહે છે. ભીમને બોલાવીને તેઓ એને બ્રાહ્મણયાચકનો વેશ ધારણ કરી કર્ણને પરશુરામે આપેલાં પાંચ બાણોમાંથી લક્ષ્યવેધ કરી શકે તેવાં બે બાણ માંગી આવવાની સલાહ આપે છે. કૃષ્ણની સલાહ પ્રમાણે ભીમ બ્રાહ્મણ-વેશે કર્ણ પાસે જાય છે અને એની દાનવીરતાના ગુણનો લાભ લઈ કર્ણનાં અન્ય પ્રલોભનો અવગણી બે બાણો માંગી લાવે છે.

કર્ણ પાસેથી લક્ષ્યવેધ કરવા માટે બે બાણો લઈ આવવાનો આ પ્રસંગ મૂળમાં નથી. એ તો સ્પષ્ટ છે કે કવિએ અહીં કર્ણના કવચકુંડલહરણના પ્રસંગનો ઉપયોગ કર્યો છે. મહાભારતના આરણ્યક પર્વના અધ્યાય ૨૮૪ થી ૨૯૪માં પ્રાપ્ત થતાં કુંડલાહરણ પર્વની કથાનો ભાસે કર્ણભારમાં કર્યો છે તેમ અહીં પ્રકારાન્તરે ઉપયોગ કરી અર્જુનની લક્ષ્યવેધની સફળતાની ભૂમિકાનું સર્જન કર્યું છે. કુંડલાહરણપર્વના ૨૯૪મા અધ્યાયમાં બ્રાહ્મણ વેશધારી ઇન્દ્ર જે રીતે અન્ય પ્રલોભનો અવગણીને કર્ણ પાસેથી કવચ કુંડલ જ લઈ જવાનો આગ્રહ રાખે છે, તેમ અહીં પણ ભીમ કર્ણ પાસેથી બે બાણો લઈ જાય છે. અહીં પણ મૂળકથાની જેમ કે કર્ણભારની જેમ કર્ણની દાનવીરતા પ્રગટ થાય છે પણ એ દાનવીરતા કથાવિકાસને કોઈ રીતે પ્રભાવિત કરતી નથી. કર્ણભારમાં કર્ણની દાનવીરતા કરુણરસની વ્યંજનામાં જે રીતે ઉપકારક બની રહી છે એમ અહીં આ દાનવીરતા પછીના કથાનકને કોઈ રીતે ઉપકારક થતી નથી અને તેથી આ પ્રસંગ કોરું અનુકરણ માત્ર બની રહે છે.

(૩) લક્ષ્ય અને લક્ષ્યવેધની વિગતોમાં પણ કવિએ ઘણા મહત્ત્વના ફેરફારો કર્યા છે. મૂળકથામાં એવું છે કે દ્રુપદ રાજા પોતાની પુત્રી કોઈ પરાક્રમી પુરુષને પરણાવવા ઇચ્છતા હતા. એમની ઇચ્છા તો દ્રૌપદીને અર્જુનને જ પરણાવવાની હતી. (મહાભારત આદિપર્વ–દ્રૌપદી સ્વયંવરપર્વ અ. ૧૭૬, શ્લોક ૮થી ૧૧) પાંડવોની શોધ કરાવવા છતાં જ્યારે તેઓ પ્રાપ્ત થયા નહિ ત્યારે દ્રુપદરાજાએ ન વળી શકે એવું ખાસ ધનુષ બનાવડાવ્યું અને એક કૃત્રિમ યંત્ર પણ બનાવડાવ્યું. નિયત કરેલાં પાંચ બાણોથી જે લક્ષ્યને વીંધે એને દ્રૌપદી પરણાવવાનો રાજાનો અભિલાષ હતો. મહાભારતની આ વિગતોમાંથી સ્પષ્ટ થાય છે કે દ્રુપદરાજાએ સામાન્ય વ્યક્તિ ઊંચકી કે ચઢાવી શકે નહિ તેવું ધનુષ્ય બનાવડાવ્યું હતું. નાટકકાર આ વિગતથી પણ આગળ જઈને આ ધનુષ્ય મહાદેવજીનું હતું અને તે ચઢાવવું મુશ્કેલ હતું એમ બેધડક જણાવે છે.

चापं पुरा दुरधिरोपमिदं पुरारेः । १.१६

એ તો સ્પષ્ટ છે કે કવિના ચિત્તમાં અહીં રામાયણના સીતાસ્વયંવરનો પ્રસંગ રમે છે. રામાયણમાં રાજાઓ જેને ઊંચકવા તો શું, ખસેડવા પણ સમર્થ નહોતા તે ધનુષ્ય મહાદેવજીનું હતું એવો સ્પષ્ટ નિર્દેશ છે. (રામાયણ : બાલકાંડ અ. ૬૫, શ્લોક ૯ થી ૧૩) રામાયણની આ વિગતોનો કવિએ અહીં બેધડક ઉપયોગ કર્યો છે અને એ રીતે લક્ષ્યવેધની દુષ્કરતાને વધારે સઘન બનાવી છે. મૂળકથાનકમાં ક્ષત્રિયવીરોને ધૃષ્ટદ્યુમ્ન લક્ષ્યવેધ અંગે જે સમજ આપે છે તે આ પ્રમાણે છે : 'હે રાજાઓ, આ ધનુષ્ય છે, આ નિશાન છે અને આ બાણો છે. પાત્રના છિદ્રમાંથી આકાશચારી આ પાંચ બાણો વડે લક્ષ્યને વીંધો. જે કુલીન, રૂપવાન અને બળવાન પુરુષ આ કાર્ય કરશે તેને મારી બહેન કૃષ્ણા આજે જ વરશે.'[૪]

કવિ વિજયપાલે 'દ્રૌપદી સ્વયંવર' નાટકમાં આ લક્ષ્યવેધને આથી પણ વધારે દુર્ભેદ્ય બતાવ્યો છે. નાટકમાં જણાવ્યું છે તેમ 'એક મોટા થાંભલા પર ડાબી બાજુએ ચક્કર ચક્કર ફરતા મોટા ચક્રની ઉપર હાલતી માછલીની ડાબી આંખની કીકી વીંધવાની હતી, અને તે પણ તેલ ભરેલી કડાઈમાં એનું પ્રતિબિંબ નિહાળીને. આમ કલ્પનાની પાંખે લક્ષ્યવેધને વધુ ને વધુ મુશ્કેલ થતો ચીતરીને કવિ પ્રસંગને ચમત્કૃતિપૂર્ણ બનાવવા પ્રયાસ કરે છે. અહીં એ બાબત નોંધપાત્ર બની રહે છે કે કડાઈમાં જોઈને લક્ષ્યને વીંધવાની વાત મહાભારતની ઉત્તરીય વાચનામાં છે ખરી પણ મહાભારતની સમીક્ષિત વાચનામાં તે ક્ષેપક માલૂમ પડી છે.

મૂળકથામાં આ લક્ષ્યવેધનું કોઈ નામ પાડવામાં આવ્યું નથી. મત્સ્યવેધ પણ નહિ. અહીં કવિએ લક્ષ્ય તરીકે માછલી કલ્પી છે, અને આ લક્ષ્યવેધનું 'રાધાવેધ' એવું નામ પણ પાડી આપ્યું છે. ધનુષ્યધારીઓ જે ચમત્કારિક લક્ષ્યવેધ કરે છે એને માટે રાધાવેધ શબ્દ પ્રયોજાય છે.[૫] જો કે કવિએ અહીં રાધાવેધ શબ્દ હેતુપુરઃસર પ્રયોજ્યો જણાય છે. રાધા શબ્દ સામ્યથી કૃષ્ણને એમની રાધાને યાદ કરી રોમાંચિત થતા બતાવ્યા છે.

(૪) લક્ષ્યવેધ કરવામાં નિષ્ફળ ગયેલા રાજવીઓની નિષ્ફળતાનું વિશેષ વર્ણન મૂળમાં એટલે કે મહાભારતમાં નથી. મહાભારતકારે આને માટે માત્ર ચાર

શ્લોકોનો આશ્રય લીધો છે.[૬] કર્ણની નિષ્ફળતાનો જો કે ભારતમાં પરોક્ષ નિર્દેશ છે. જ્યારે કોઈ ધનુષ્યને હઠાવી શક્યું નહિ અને અર્જુન તે ચઢાવવા ઊભો થયો ત્યારે બ્રાહ્મણો અંદરોઅંદર બોલવા લાગ્યા કે 'હે દ્વિજો ! જગતમાં પ્રખ્યાત, બળવાન અને ધનુર્વેદમાં પારંગત કર્ણ તથા શલ્ય વગેરે પ્રમુખ ક્ષત્રિયોથી પણ જે ધનુષ્ય નમાવી શકાયું નથી તે ધનુષ્યને શસ્ત્રવિદ્યાથી અજાણ્યો અને દુર્બળ શક્તિવાળો કેવળ બટુક કેવી રીતે સજ્જ કરી શકશે?' આમ કર્ણ અને શલ્યની નિષ્ફળતાનો પરોક્ષ પણ સ્પષ્ટ નિર્દેશ છે જ. પણ મૂળકથામાં આ રીતે મોઘમ અને લાઘવથી કહેવાયેલી રાજાઓની નિષ્ફળતાને નાટકકાર નાટકનો ગર્ભભાગ બનાવે છે. દુર્યોધન દ્વારા એક પછી એક લક્ષ્યવેધ માટે તૈયાર કરાયેલા દુઃશાસન, શકુનિ, દ્રોણાચાર્ય, કર્ણ અને દુર્યોધનને કૃષ્ણ પોતાની દૈવી શક્તિથી ભ્રમિત કરી પાછા પાડે છે. બધાની નજર બાંધી સમર્થ શિશુપાલને પણ નાસી જવાની ફરજ પાડે છે. જુદા જુદા પ્રતિપક્ષીઓને આ રીતે નિષ્ફળ બનાવવામાં જ પ્રથમ અંકનો મોટો ભાગ રોકાયો છે. પ્રતિપક્ષીઓને મહાત કરવાના કૃષ્ણના આ સીધા પ્રયત્નથી એમની પાંડવો માટેની હમદર્દી પ્રગટ થાય છે પણ અર્જુનના લક્ષ્યવેધનો મહિમા પ્રગટતો નથી કે કૃષ્ણના ચરિત્રને પણ કોઈ ગુણાત્મક ઉઠાવ મળતો નથી. ઊલટાનું અન્યાય પામતા પ્રતિપક્ષીઓ તરફ સહાનુભૂતિ જાગે છે અને શ્રીકૃષ્ણના પ્રપંચને લીધે અર્જુનની બલિષ્ઠતા ફિક્કી પડે છે. કૃષ્ણને પાંડવોના એક માત્ર હિતૈષી બનાવવાની ધૂનમાં કવિ આ મહત્ત્વની બાબતને વીસરી ગયા છે.

(૫) મૂળકથામાં બ્રાહ્મણવેશધારી અર્જુને લક્ષ્યવેધ કર્યો હોઈ એને બ્રાહ્મણ માનતા રાજાઓ છેડાઈ પડે છે. એમનો ગુસ્સો દ્રુપદ રાજા અને એમના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તરફ વળે છે અને તેઓ એમના ઉપર હલ્લો કરે છે. ત્યારે અર્જુન અને ભીમને પ્રતિપક્ષી રાજાઓ સાથે લડાઈ કરતા બતાવ્યા છે. મૂળકથામાંના રાજાઓના આ વિરોધ અને એમના આ ઉગ્ર પ્રત્યાઘાતની વિગતોનો આધાર લઈને કવિએ નાટકમાં એક બીજી જ વાતની ઉદ્‌ભાવના કરી છે. નાટકમાં પણ અર્જુન રાધાવેધ કરે છે તે જોઈને રાજાઓ અકળાય છે એમનો વાંધો એ છે કે શું કાર્પટિક (બ્રાહ્મણ) દ્રૌપદી જેવી સ્ત્રીરત્નનો પતિ થઈ શકે ખરો ? વળી એણે જે રાધાવેધ કર્યો છે તે પહેલા બાણે જ કર્યો નથી માટે દ્રૌપદીના પતિનો નિર્ણય રાધાવેધને આધારે નહિ પણ દ્રૌપદીની ઇચ્છા (સ્વયંવર)થી થવો જોઈએ.

રાજાઓની આ દરખાસ્ત કૃષ્ણ વધાવી લે છે અને રાધાવેધ થયા છતાં ફરી સ્વયંવરસભાનું આયોજન કરી ત્યાં પણ દ્રૌપદીને અર્જુનને પસંદ કરતી બતાવી છે. નાટકના અંતભાગમાં કૃષ્ણ પાસે સ્પષ્ટતા કરાવી છે તેમ આ સ્વયંવરથી દ્રૌપદીના અનુરાગનું પણ પરીક્ષણ થયું એ હકીકત નાટકકારને અહીં બતાવવી અભિપ્રેત છે. શૌર્ય અને પ્રેમ એ બંને દ્રૌપદીના અનુરાગનાં કારણ બન્યાં એ હકીકત કવિ વધારે સ્પષ્ટતાથી ઉપસાવવા મથે છે.

(૬) ઉપર જણાવેલો હેતુ સિદ્ધ કરવા માટે આપણે આગળ નોંધ્યું છે તેમ કવિ મૂળકથામાં નથી એવા સ્વયંવરણના દૃશ્યની ઉદ્‌ભાવના કરે છે. અહીં દ્રૌપદીના અર્જુન તરફના અનુરાગદર્શનની પૂર્વે પ્રતિપક્ષીઓ તરફના દ્રૌપદીના અણગમાનું પણ લાઘવથી નિરૂપણ કરાવીને દ્રૌપદીની પસંદગીનો અન્વયવ્યતિરેકી પરિચય કરાવ્યો છે. કૌરવોનો અપકર્ષ અને પાંડુપુત્ર અર્જુનનો ઉત્કર્ષ બતાવવાનો કવિનો હેતુ અહીં આ રીતે સુપેરે પ્રગટ થાય છે.

(૭) બીજા અંકમાં દ્રૌપદી માટે પ્રયોજાયેલો પાંચાલી શબ્દ અને એની સખીઓ માટે પ્રયોજેલા વૈદર્ભી, માગધી વગેરે શબ્દો પણ ઘણા જ સૂચક છે. દ્રૌપદી પાંચાલ દેશના રાજાની દીકરી હોવાથી તે પાંચાલી કહેવાતી એ હકીકત જાણીતી હોવા છતાં નોંધવું જોઈએ કે અહીં કવિના ચિત્તમાં વૈદર્ભી, પાંચાલી વગેરે રીતિનો ખ્યાલ જ સ્પષ્ટ છે. અહીં વૈદર્ભી, માગધી વગેરે શબ્દો રીતિ કે શૈલીના દ્યોતક છે અને કવિએ જે તે શૈલીના નામ સાથે શૈલીને અનુરૂપ કથોપ-કથન મૂકવાનો પ્રયત્ન કર્યો જણાય છે.

(૮) નાટકમાં કૃષ્ણ અને પાંડવોનું જે રીતનું ચરિત્રચિત્રણ થયું છે તે જોતાં નાટકકારનો મહાભારતનો ઊંડો અને વ્યાપક અભ્યાસ અને મહાભારતની સમગ્ર કથાનો પરિચય પ્રગટ થાય છે. કવિના નાન્દીશ્લોકના સ્તુત્યદેવ ત્રિપુરાન્તકની કથાનું કર્ણપર્વના ૨૪મા અધ્યાયમાં વર્ણન છે. આ ઉપરાંત નાટકમાં પરશુરામે કર્ણને પાંચ બાણ આપ્યાં હોવાનો ઉલ્લેખ છે. કવિને આ વિચારની પ્રેરણા કર્ણપર્વના નીચેના શ્લોકોમાંથી મળી હોવાની સંભાવના છે :

भार्गवोऽप्यददात्सर्वं धनुर्वेदं महात्मने ।
कर्णाय पुरुषव्याघ्र ! सुप्रीतेनान्तरात्मना ॥
वृजिनं हि भवेत्किंचिद्यदि कर्णस्य पार्थिव ।
नास्मै ह्यस्त्राणि दिव्यानि प्रादास्यद् भृगुनन्दनः ॥

—कर्णपर्व, अ. २४. श्लोक-१५७, १५८

આમ નાટકકારનો મહાભારતનો અભ્યાસ એમના વસ્તુગ્રથનમાં જણાઈ આવે છે.

**૪. 'દ્રૌપદીસ્વયંવર'નો નાટચપ્રકાર :**

સંસ્કૃત સાહિત્યમાં દ્વિઅંકી રૂપકો વિરલ છે. 'દ્રૌપદીસ્વયંવર' દ્વિઅંકી રૂપક છે, અને સંસ્કૃત સાહિત્યના પ્રસિદ્ધ એવા દસ કે બાર પ્રકારોમાંથી કોઈપણ એક પ્રકારને તે સર્વથા મળતું આવતું નથી. આમ છતાં 'ઈહામૃગ' પ્રકારનાં મોટાભાગનાં લક્ષણો એમાંથી પ્રાપ્ત થાય છે તેથી એને 'ઈહામૃગ' તરીકે ઓળખવામાં આવે તો તે અસ્થાને નહિ ગણાય.

ઈહામૃગનાં લક્ષણો લગભગ બધા જ નાટચશાસ્ત્રીઓએ દર્શાવ્યાં છે. અભિનવ, નાટચદર્પણકાર અને દશરૂપકકાર ઈહામૃગની વ્યુત્પત્તિ દર્શાવતાં સમજાવે છે કે આ રૂપકમાં બધી જ ક્રિયાઓ કોઈક અલભ્ય કન્યાની પ્રાપ્તિ માટે હોય છે. નાયક આવી નાયિકાને ઇચ્છે છે માટે તે ઈહામૃગ કહેવાય છે.

ईहा चेष्टा मृगस्येव स्त्रीमात्रार्था अत्र इति ईहामृगः ॥

અભિનવભારતી: નાટચશાસ્ત્ર, પૃ. ૪૪૨

નાટચદર્પણ, વિવેક–૨, પૃ. ૨૩૯

मृगवदलभ्यां नायिकां नायकोऽस्मिन्नीहते इति ईहामृगः ।

दशरूपक, अध्याय—३, पृ. २४१

'ઈહામૃગ'ની આ વ્યુત્પત્તિ પ્રમાણે 'દ્રૌપદીસ્વયંવર'માં દુષ્કર લક્ષ્યવેધને કારણે દુર્લભ બનેલી, અનન્ય સૌંદર્ય ધરાવતી દ્રૌપદીને સ્વયંવરમાં આવેલા બધા રાજા અને નાટકનો નાયક અર્જુન ઇચ્છે છે માટે આ વ્યુત્પત્તિજન્ય અર્થ આ રૂપકને પણ બરાબર બંધ બેસે છે.

કથાવસ્તુની દૃષ્ટિએ વિચારીએ તો 'ઈહામૃગ'નું કથાનક પ્રસિદ્ધ, અપ્રસિદ્ધ, મૌલિક કે મિશ્રિત હોવું જોઈએ. આચાર્ય ભરત કથાનક અંગે માત્ર એટલું જ કહે છે કે 'ઈહામૃગનું' કથાનક સુશ્લિષ્ટ હોવું જોઈએ. सुविहितवस्तुनिबद्धो । નાટ્યશાસ્ત્ર ૧૮.૭૮. દશરૂપકકારને મતે આ કથાનક મિશ્ર હોવું જોઈએ मिश्रमीहामृगे वृत्तम । दशरूपक, ૩.૭૨ । નાટ્યદર્પણકારને મતે એ પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ પણ હોઈ શકે. ख्याताख्यातेति वृत्तवान । नाटयदर्पण, विवेक ૨, कारिका ૨૫ । આમ સામાન્યતયા કથાવસ્તુની પસંદગી અને વ્યાપ કવિની ઇચ્છા ઉપર છોડવામાં આવ્યાં છે અને તેથી અંકની સંખ્યા નક્કી કરવા કવિ સ્વતંત્ર છે, એમ નાટ્યદર્પણકાર નોંધે છે.

एकाङ्कश्चतुरङ्को वेति । अत्र च वृत्तसंक्षेपविस्तारानुरोधिनी कविस्वेच्छाप्रमाणम् । एकाङ्कत्वे एकाहनिर्वर्त्यमेव चरितम् । चतुरङ्कत्वे च चतुर्दिननिर्वर्त्यम् । ख्यात ख्यातं प्रसिद्धमप्रसिद्धं यदितिवृत्तं तद्वान् ।

—हिन्दी नाटयदर्पण, पृ. २३९

કવિએ પસંદ કરેલા કથાનકના વ્યાપને આધારે તે એક કે ચાર અંકનું 'ઈહામૃગ' રચી શકે. 'નાટ્યદર્પણ'કાર નોંધે છે તેમ 'ઈહામૃગ' જો ચાર અંકનું હોય તો તે સમવકારની જેમ અસંબદ્ધ હોવું જોઈએ નહિ.

प्रशमायां च मतुस्तेन चतुरङ्कत्वे परस्पराङ्कसम्बन्धमितिवृत्तम्, न तु समवकारवदसम्बन्धम् ।

—हिन्दी नाटयदर्पण, पृ. २३६

નાટ્યશાસ્ત્રીઓએ આપેલાં ઈહામૃગનાં લક્ષણોમાંથી એના કથાનકનું સ્વરૂપ કેવું હોય એનો પણ ખ્યાલ મળી રહે છે. 'ઈહામૃગ' શબ્દની વ્યુત્પત્તિમાંથી જ આપણે આગળ જોયું તેમ ફલિત થાય છે કે આ કથાનકમાં કોઈ અલભ્ય કન્યાની ઇચ્છા કેન્દ્રસ્થાને હોય છે. આવી કન્યાની ઇચ્છા કરનારા ઘણા પુરુષો હોય તેથી એમાં સંઘર્ષ તો આવે જ. આથી ભરતમુનિ કહે છે– 'दिव्यस्त्रीकारणोपगतयुद्ध । નાટ્યશાસ્ત્ર, ૧૮. ૭૮ । અને स्त्रीरोषग्रथितकाव्यबन्धश्च । ૧૮. ૭૬ ।

દશરૂપકારક અને નાટ્યદર્પણકાર બન્ને નોંધે છે કે 'ઈહામૃગ'માં દિવ્ય સ્ત્રીને માટે સંગ્રામ હોય છે કારણ કે એમાં દિવ્ય નાયિકાની અનિચ્છા છતાં ખલનાયક એને હરી જાય છે. ઈહામૃગના કથાનકને લગતો એક બીજો મહત્ત્વનો

નિયમ એ છે કે અહીં નાયક અને પ્રતિનાયકના સંઘર્ષને પરાકાષ્ઠાએ પહોંચાડી કોઈપણ બહાને એમની વચ્ચેના યુદ્ધને ટાળી દેવામાં આવે છે. ભરતમુનિ નોંધે છે કે—

यत्र तु वधेप्सितानां वधो हृदग्रे भवेद्धि पुरुषाणाम्
किञ्चिद्‌व्याजं कृत्वा तेषां युद्धं शमयितव्यम् ॥

—नाट्यशास्त्र, अ. १८.८२

દશરૂપકકાર કહે છે—

सरम्भं परमानीय युद्धं व्याजान्निवारयेत् ।
वधप्राप्तस्य कुर्वीत वधं नैव महात्मनः ॥

—दशरूपक, ३.७५

નાટ્યદર્પણકાર પણ કહે છે" व्याजेनात्र रणाभावो वधासन्ने शरीरिणी । નાટ્યદર્પણ ૨. ૨૭) ઈહામૃગમાં સંધિ અંગે દશરૂપકકાર કહે છે त्रिसन्धिमत् (३.७५) એટલે કે ઈહામૃગમાં ત્રણ જ સંધિ હોવી જોઈએ. નાટ્યદર્પણકાર સ્પષ્ટ કહે છે તે પ્રમાણે 'सन्धयो गर्भविमर्शवर्जितास्त्रयः અર્થાત્ ગર્ભ અવમર્શ વિનાની ત્રણ એટલે કે એમાં મુખ, પ્રતિમુખ અને નિર્વહણ સંધિઓ હોવી જોઈએ.

કથાવસ્તુ પછી નાયકને લગતા નીચેના માર્ગદર્શક સિદ્ધાંતો નાટ્યશાસ્ત્રીઓએ દર્શાવ્યા છે. ભરતમુનિ કહે છે,

'दिव्यपुरुषाश्रयकृतो दिव्यस्त्रीकारणोपगतयुद्धः'

અભિનવગુપ્ત સ્પષ્ટ કહે છે તેમ ઈહામૃગનો નાયક દિવ્યપુરુષ હોવો જોઈએ અને એમાં જે યુદ્ધ થાય તે પણ દિવ્ય સ્ત્રીને કારણે થવું જોઈએ. દશરૂપકકાર કહે છે કે એમાં નાયક અને પ્રતિનાયક અનુક્રમે નર અને દિવ્ય હોવા જોઈએ.

नरदिव्यावनियमान्नायकप्रतिनायकौ ।
ख्यातो धीरोद्‌धतावन्त्यो विपर्यासादयुक्तकृत् ॥

—दशरूपक, ३.७३

નાટ્યદર્પણકાર પણ નોંધે છે કે दिव्येशो दृप्तमानवः અર્થાત્ ઈહામૃગનો નાયક દિવ્ય હોવો જોઈએ અને એમાં તેજસ્વી પુરુષપાત્ર આવવાં જોઈએ.

ઈહામૃગનો રસ અંગે ભરતમુનિ શૃંગારની હિમાયત કરે છે. આ રૂપકમાં નાયક અલભ્ય કન્યાની ઈહા કે ઇચ્છા કરતો હોવાથી સ્વાભાવિક રીતે જ શૃંગારની અપેક્ષા રહે છે. ભરતમુનિ કહે છે–'प्राप्तवस्तुशृङ्गारः' દશરૂપકકાર કહે છે, शृङ्गाराभासमप्यस्य किञ्चित्किञ्चित्प्रदर्शयेत्' આમ શૃંગારનો આભાસ પણ આ પ્રકારના રૂપકમાં જરૂરી છે. નાટ્યદર્પણકાર કહે છે, 'व्यायोगोक्ता रसाः' એટલે કે વૃત્તિમાં સ્પષ્ટ કર્યું છે તેમ रसाः वीररौद्राद्या दीप्ताः અર્થાત્ વીર, રૌદ્ર વગેરે દીપ્ત રસો આવવા જોઈએ. તેઓ પણ નોંધે કે ઈહામૃગમાં अनुचितारति रत्याभासः અર્થાત્ રત્યાભાસનું વર્ણન હોવું જોઈએ અને તે પ્રતિનાયકમાં અનુરક્ત નહિ તેવી સ્ત્રીને લગતું હોઈ અનુચિત બની રહે છે. આમ ઈહામૃગમાં મુખ્યત્વે વીર કે રૌદ્રરસ હોવો જોઈએ અને શૃંગારનો માત્ર આભાસ હોવો જોઇએ.

આપણે આગળ નોંધ્યું છે તેમ "દ્રૌપદીસ્વયંવર" મુખ્યત્વે ઈહામૃગનાં લક્ષણોને મળતું આવે છે. કવિએ મૂળકથામાં જે પ્રકારનાં પરિવર્તનો આણ્યાં છે તે પણ આ પ્રકારને અનુકૂળ આવે તે માટે કર્યાં જણાય છે. એનું કથાવસ્તુ પ્રસિદ્ધ છે અને છતાં કવિએ એમાં ઘણાં મૌલિક પરિવર્તનો કર્યાં છે. તેથી એ ખ્યાતાખ્યાત પ્રકારનું બની રહે છે. આ રૂપકમાં સ્વયંવર સભામાં આવેલા પુરુષોને માટે સ્વયંવરની રાધાવેધની શરત દુષ્કર હોવાથી નાયિકા અલભ્ય બની છે અને છતાં બધા એની સ્પૃહા કરે છે તેથી ઈહામૃગની વ્યત્પત્તિ એને સાર્થ ઠેરવે છે. એનું કથાનક સુશ્લિષ્ટ છે કારણ કે લક્ષ્યવેધના અનુસંધાનમાં સ્વયંવર વિધિ દર્શાવ્યો છે. લક્ષ્યવેધ એક દિવસે અને સ્વયંવર વિધિ બીજે દિવસે બતાવ્યો હોવાથી એમાં રાખવામાં આવેલા બે અંકો પણ યોગ્ય છે કારણ કે કથા પ્રમાણને આધારે અંકોની સંખ્યા નક્કી કરવાની નાટકકારને સત્તા છે. જોકે લક્ષણોમાં કથાનકના વ્યાપને આધારે એક કે ચાર અંક રાખવાનું એટલે કે એક દિવસના કથાનકને માટે એક અંક અને ચારને માટે ચાર અંક એમ સૂચવાયું છે પણ આ સૂચનમાં રહેલા તર્કને લંબાવીએ તો એનો અર્થ એવો પણ થાય કે બે દિવસ ચાલે તેવા કથાનકને માટે બે અંક રાખી શકાય. આમ દ્રૌપદીસ્વયંવરમાં બે અંક હોય તો તે તાર્કિક રીતે મૂળ લક્ષણથી વિરુદ્ધ જતા નથી. અહીં દિવ્ય સ્ત્રી જેવી જ અદ્ભુત સૌંદર્યવાળી દ્રૌપદી નાયિકા છે અને દ્રૌપદીની ઉત્પત્તિ દિવ્ય છે. એટલે નાયિકા માનવ હોવા છતાં એને દિવ્યા ગણી શકાય. શ્રી કૃષ્ણ પોતે દ્રોપદી માટે કહે છે :

रूपान्तराभ्युपगता जगतां जयश्रीः ।
पञ्चालजा खलु भविष्यति तस्य पत्नी ॥

રૂપકમાં દ્રૌપદીને મેળવવાની ઇચ્છાથી સંઘર્ષ જન્મે છે. કૌરવપક્ષી તેજસ્વી પુરુષો એને મેળવવાની ઇચ્છાથી જ લક્ષ્યવેધનો ઉપક્રમ કરે છે પણ શ્રીકૃષ્ણની માયાથી હતપ્રભ બને છે એટલે દિવ્ય સ્ત્રી માટેનો એ સંગ્રામ બની રહે છે. અર્જુને બ્રાહ્મણ વેશમાં રહીને લક્ષ્યવેધ કર્યો હોઈ એને બ્રાહ્મણ જ માનતા રાજાઓ 'કાર્પટિક દ્રૌપદીને પરણી શકે નહિ' એવો વાંધો ઉઠાવી લડવા તત્પર થાય છે અને દ્રૌપદીનો સ્વયંવર કરવાની ફરજ પડે છે. શ્રીકૃષ્ણ કુનેહપૂર્વક એ શરત સ્વીકારી સંભાવિત યુદ્ધને ટાળી દે છે. આમ કોઈ બહાને યુદ્ધનો અભાવ બતાવવો એ શરત પળાય છે.

આ ઈહામૃગમાં માત્ર ત્રણ જ સંધિઓ છે. પ્રારંભની શ્રીકૃષ્ણની ઉક્તિમાં અને ભીમ દ્વારા કરાવેલી શરયાચના અને શ્રીકૃષ્ણ અર્જુનના વિજય માટે કરેલા સઘન પ્રયાસોમાં અનુક્રમે મુખ અને પ્રતિમુખ સંધિ છે. જ્યારે બીજા અંકના સ્વયંવરવિધિમાં નિર્વહણ સંધિ છે જ્યારે ગર્ભ અને અવમર્શ સંધિ એમાં આવતી નથી તેથી ઈહામૃગમાં ત્રણ જ સંધિ હોય એ શરત પણ અહીં પળાઈ છે. કદાચ આ શરત પાળવા જ નાટકકારે કથાવસ્તુનો બિલકુલ પ્રસ્તાર કર્યો નથી.

'દ્રૌપદીસ્વયંવર'નો નાયક અર્જુન મહાભારતનું પ્રસિદ્ધ પાત્ર છે. તે ધીરોદ્ધત છે અને લક્ષ્યવેધ સમયની એની ઉક્તિ—

> एतां न पाटयाम्यद्य यदि राधां वृकोदर ! ।
> इतः प्रभृति नो चापं करिष्यामि करे ततः ॥

એનો દીપ્તસ્વભાવ પ્રગટ કરે છે. અર્જુનને સામાન્યતયા દિવ્યનાયક ન કહી શકાય પણ અર્જુનને અહીં શ્રીકૃષ્ણની દિવ્યસહાય મળ્યા કરે છે તેથી એને 'दिव्यपुरुषाश्रयकृतः' કહી શકાય. વળી અર્જુન ઇન્દ્રનો પુત્ર છે તેમજ અર્જુન અને શ્રીકૃષ્ણ બન્ને નરનારાયણના અવતાર છે. એ હકીકત પ્રસિદ્ધ છે એટલે એને દિવ્ય માનવ માનવામાં વાંધો નથી. અર્જુન ઉપરાંત કર્ણ, દુર્યોધન, શિશુપાલ વગેરે તેજસ્વી પુરુષ પાત્રોનું પણ આ રૂપકમાં બાહુલ્ય છે એટલે પુરુષપાત્રોના બાહુલ્યની અપેક્ષા પણ સંતોષાય છે.

દ્રૌપદીસ્વયંવરનો મુખ્ય રસ વીર છે. આ રૂપકની પ્રસ્તાવનામાં કવિ પોતે એને वीरद्भुतरसप्रधानं नाटकम् કહે છે. યોદ્ધાઓના લક્ષ્યવેધના સંરંભમાં વીરરસનું સૂચન છે. જ્યારે કૃષ્ણનો માયાપ્રયોગ અદ્‌ભુતરસથી યુક્ત છે. સ્વયંવર સભામાં

પ્રવેશતી દ્રૌપદી પુરુષોના ચિત્તમાં જે રતિભાવો જન્માવે છે તેમાં શૃંગારનું પણ સૂચન છે પ્રતિનાયકોના અનુચિત રતિભાવો શૃંગારનો આભાસ સર્જે છે. આમ વસ્તુ, નેતા અને રસની દૃષ્ટિએ જોઈએ તો 'દ્રૌપદીસ્વયંવર' મોટેભાગે 'ઈહામૃગ'નાં લક્ષણો સંતોષે છે.

**૫. 'દ્રૌપદીસ્વયંવર'નું સમીક્ષાત્મક મૂલ્યાંકન :**

કવિ વિજયપાલનું દ્વિઅંકી રૂપક 'દ્રૌપદીસ્વયંવર' આ કવિની એકમાત્ર ઉપલબ્ધ કૃતિ છે સંસ્કૃત સાહિત્યમાં એ બહુ જાણીતું નથી કારણ કે નાટ્યદૃષ્ટિએ એમાં કશું નોંધપાત્ર નથી. જોકે એની સાહિત્યિક ગુણવત્તા જોઈએ એટલી વિદ્વાનોના ધ્યાન ઉપર આવી નથી. ગુજરાતમાં ઘરઆંગણે પણ એ વિદ્વાનોમાં ઉપેક્ષિત રહ્યું છે, એ હકીક્ત વિસ્મયપ્રેરક છે. નાટ્યદૃષ્ટિએ એમાં અસામાન્ય એવું કશું નથી, આમ છતાં મૂળકથાનકને પોતાની આગવી રીતે રજૂ કરવામાં નાટકકારને મળેલી સફળતાની નોંધ લેવી ઘટે છે. કવિ પોતે આ રૂપકને માટે 'प्रमोदिताणहिल्लपाटक नाटकम्' એટલે કે 'અણહિલપુરને ઘેલું લગાડનાર રૂપક' એવું વિશેષણ પ્રયોજે છે. આ રૂપક ભજવવા માટે તત્કાલીન નટમંડળીઓમાં સ્પર્ધા જાગી હતી એવો પણ પ્રસ્તાવનામાં ઉલ્લેખ છે. પ્રજાના કોઈ વિશિષ્ટ રુચિભેદને કારણે એ પ્રજામાં આટલું પ્રિય બન્યું હોય તો ભલે, બાકી કવિના દાવામાં અતિશયોક્તિની આશંકા ન લાવીએ તો પણ વસ્તુગ્રથનમાં એવું કશું અસાધારણ નથી જેને કારણે તે આટલું બધું લોકપ્રિય થાય. કવિ ઉપર મહાભારતની 'દ્રૌપદીસ્વયંવર'ની કથાની સ્પષ્ટ અસર વરતાય છે આમ છતાં કવિએ મૂળ કથાનકમાં ઘણાં પરિવર્તનો કર્યાં છે. શ્રીકૃષ્ણને સ્વયંવરની સમગ્ર ઘટનામાં કેન્દ્ર-સ્થાને ગોઠવી સઘળી પ્રવૃત્તિઓના ચાલકબળ તરીકે રજૂ કરવાની દૃષ્ટિ ખાસ આગળ તરી આવે છે. કર્ણ પાસેથી લક્ષ્યવેધ કરી શકે તેવાં બે બાણોની ભીમ પાસે યાચના કરાવવાનો પ્રસંગ કવિએ કરેલું બીજું મહત્ત્વનું ઉમેરણ છે પણ એમાં કર્ણના કવચકુંડલહરણના પ્રસંગની સ્પષ્ટ અસર વરતાય છે. વળી આ ઉમેરણ પોતાની મુખ્ય ઘટનાને કે રસ પરિપોષને કોઈ વિશેષ પરિમાણ બક્ષતું નથી એટલે ભાસ જેવા પૂર્વસૂરિના અનુકરણથી વધારે એવું એનું મૂલ્ય નથી લક્ષ્ય વેધને બને એટલો મુશ્કેલ બનાવવા માટે કવિએ કરેલી રાધાવેધની કલ્પના ચમત્કૃતિપૂર્ણ છે. રામાયણની કથાને આધારે કવિએ સ્વયંવરના ધનુષ્યને શિવનું ધનુષ્ય હોવાનું કલ્પ્યું છે. લક્ષ્યવેધમાં પ્રતિપક્ષીઓને નિષ્ફળ બનાવવા શ્રીકૃષ્ણે પ્રયોજેલી માયાવી યુક્તિ-પ્રયુક્તિઓને રંગમંચક્ષમ બનાવવી મુશ્કેલ છે, એટલું જ નહિ અર્જુનના

પાત્રોત્કર્ષમાં પણ તે બાધક બને એવી છે. કવિ સ્વયંવર અને લક્ષ્યવેધ એ બન્ને વિગતોને જુદી બતાવવા માગે છે. બ્રાહ્મણવેશધારી અર્જુનના લક્ષ્યવેધથી અકળાયેલા રાજાએ દ્રુપદરાજાને સ્વયંવર કરવાની ફરજ પાડી અને શ્રીકૃષ્ણે કુનેહ દાખવી તે શરત સ્વીકારી એમ દર્શાવીને કવિ એમ જણાવવા માગે છે કે અર્જુને માત્ર શૌર્યથી નહિ પણ સૌંદર્યથી પણ દ્રૌપદીને મોહિત કરી હતી. કવિ જણાવે છે તેમ દ્રૌપદીના અનુરાગનું પણ એનાથી પરીક્ષણ થાય છે. બીજા અંકમાં દ્રૌપદી સ્વયંવરના પ્રસંગમાં કશું ખાસ નોંધપાત્ર નથી. જોકે દ્રૌપદીએ પ્રતિપક્ષી શત્રુઓની કરેલી નાપસંદગી, એને માટે રજૂ કરેલાં કારણો અસરકારક છે. આમ વસ્તુગ્રથનમાં લક્ષ્યવેધ અને સ્વયંવર એમ બન્નેને એનાં પોતાનાં કારણોસર જુદાં જુદા બતાવવાની કવિની દૃષ્ટિ નોંધપાત્ર બને એવી છે અને આમ છતાં રૂપકમાં બધી પ્રવૃત્તિઓ મોટેભાગે વાણી કે વર્ણન દ્વારા બતાવવામાં આવી છે એટલે એટલા પૂરતું તો એમાં કાર્યવેગનો અભાવ વરતાય છે.

પાત્રાલેખનની દૃષ્ટિએ નોંધવું જોઈએ કે રસને જ કેન્દ્રમાં રાખવાના આગ્રહને કારણે કવિ પાત્રાલેખનમાં પૂરતું ધ્યાન આપી શક્યા નથી. કવિ રૂપકમાં કૃષ્ણને કેન્દ્રસ્થાને મૂકે છે અને એકમાત્ર પાંડવોના હિતૈષી તરીકેનું એમનું વ્યક્તિત્વ ઉપસાવવા માગે છે તો પણ પાત્રાલેખનની કલાનો કવિમાં અભાવ છે. પાત્રોનો વિકાસ એના કાર્ય કે વ્યવહારથી થવો જોઈએ પણ કવિ બહુધા કથન દ્વારા પાત્રાલેખનનો ટૂંકો રસ્તો અપનાવે છે. આને પરિણામે ઘણીવાર આડકતરી રીતે પાત્રની પ્રતિભા ઊપસવાને બદલે ઝાંખી પણ પડે છે, જેમકે કૃષ્ણ પાંડવોના એકમાત્ર હિતૈષી દેખાવાના ઉત્સાહમાં પ્રતિપક્ષીઓને નાસીપાસ કરવા માટે જે માયાવી યુક્તિપ્રયુક્તિઓનો આશ્રય લે છે એથી નથી તો કૃષ્ણની પ્રતિભા ઉપસતી કે નથી અર્જુનના લક્ષ્યવેધની ગરિમા જળવાતી. ઊલટાનું અર્જુનનો વિજય વ્યૂહાત્મક સિદ્ધિ બની રહે છે, પરિણામે મૂળકથામાં અર્જુનના પાત્રને જેવું અને જેટલું ગૌરવ પ્રાપ્ત થયું છે તેવું આ કથાનાયકને પ્રાપ્ત થતું નથી. કૃષ્ણ પણ કુનેહબાજ રાજકારણી તરીકે પ્રતીત થાય છે. દ્રૌપદીના પાત્રાલેખનમાં એનો ગુણાનુરાગ પ્રગટ કરવાનો કવિનો હેતુ સિદ્ધ થાય છે પણ તે માત્ર અભિધાથી. દ્રૌપદીએ દુર્યોધન, દુઃશાસન, કર્ણ વગેરે નકારવા માટે પસંદ કરેલાં કારણો મહાભારતની કથાના જાણકારને જ સમજાય એવાં છે. આ પ્રતિપક્ષીઓનો લક્ષ્ય-વેધનો રકાસ પણ કવિએ બહુધા કૃષ્ણ પાસે કરાવેલ વર્ણન દ્વારા જ વ્યક્ત કર્યો

છે જેને પરિણામે તે બહુ અસરકારક બની રહેતો નથી. આમ નાટકમાં કાર્યવેગના અભાવની સાથે સાથે પાત્રાલેખનની ઊણપ પણ અછતી રહેતી નથી. શરૂઆતમાં કર્ણની દાનવીરતા પ્રગટ કરવાનો હેતુ સિદ્ધ થયો છે ખરો પણ ત્યાંય આખો પ્રસંગ જાણે કે કૃતક હોય એવી છાપ પડ્યા વિના રહેતી નથી. છેવટે ત્યાં પણ શબ્દાળુતાનું જ પ્રાધાન્ય છે. જેમકે કર્ણની યાચક મેળવવા માટેની અધીરાઈ એના જ શબ્દોમાં વ્યક્ત કરતાં કવિ કહે છે—

**चतुर्युगायमाना मे चतस्रो नालिका गताः ।**
**सम्भावयत्यपूर्वोऽर्थी नाद्याऽप्यद्य कुतोऽपि माम् ॥**

રૂપકમાં સંવાદકલાનો વિચાર કરીએ તો સર્વપ્રથમ એ નોંધવું જોઈએ કે કવિની ભાષા એકંદરે સરળ અને પ્રાસાદિક છે. કાવ્યોમાં સંવાદ ગોઠવવાનો કે સંવાદાત્મક શ્લોકો રચવાનો કવિનો શોખ તુરત જ ધ્યાન ખેંચે છે. કર્ણની દાનવીરતાના પ્રસંગમાં કર્ણ અને પ્રતિહાર, પુરોહિત અને ભીમ તેમજ કર્ણ અને બ્રાહ્મણવેશધારી ભીમ વચ્ચેના સંવાદ-શ્લોકો આનું ઉદાહરણ છે. આ બાબતમાં કવિ મહાકવિ ભાસથી પ્રભાવિત થયા જણાય છે. કારણ કે ભાસે પણ પ્રતિમા વગેરે નાટકોમાં આવા સંવાદાત્મક શ્લોકોનું નિરૂપણ કરેલું છે. સંવાદોમાં કવિ મોટેભાગે સરળ ભાષામાં અને સીધી અભિધામાં જે કંઈ કહેવું હોય તે કહી દે છે. વ્યંજના કે લક્ષણાનો આશ્રય લેવાનો કવિને કોઈ મોહ નથી. સંવાદોનું લાઘવ બીજા અંકમાં વધારે સારી રીતે સધાયું છે કે જ્યાં દ્રૌપદીનો એની સખીઓ સાથેનો સંવાદ નિરૂપાયો છે. કવિના સંવાદોમાં ચોટદાર કશું નથી આમ છતાં તે સામાન્યતામાં સરી પડે તેવા પણ નથી તે આપણે નોંધવું જોઈએ કારણ કે ભાષામાં અપેક્ષિત એવું શબ્દગૌરવ એ સંવાદોમાં છે. જેમકે સખી કર્ણ તરફ દ્રૌપદીનું ધ્યાન ખેંચે છે ત્યારે દ્રૌપદી કહે છે—

वैदर्भी : सखि । चिन्तितवस्तुदानचिन्तामणिं प्रलोकय चम्पानगरीनाथम् ।
द्रौपदी : सखि । जनपरम्पराविजृम्भितकानीनताविडम्बितजनेनाऽलमनेनाऽपि कर्णेन ।

કવિ વિજયપાલ શબ્દાડંબરના છેક જ શોખીન નથી એવું નથી પણ એમનામાં પ્રમાણભાવનો અભાવ પણ નથી.

રૂપક નાટ્યતત્ત્વની દૃષ્ટિએ નોંધપાત્ર ઊણપો ધરાવતું હોવા છતાં કહેવું જોઈએ કે કવિમાં કાવ્યશક્તિની ઊણપ નથી. નાટ્યતત્ત્વની ઊણપોને કારણે ઉપેક્ષિત રહેલા આ રૂપકમાં કવિની કાવ્યશક્તિ તો દેખાય છે પણ એ તરફ વિવેચકોનું ધ્યાન ગયું જણાતું નથી. પરિણામે એનું પણ યોગ્ય મૂલ્યાંકન થઈ

શક્યું નથી તે નોંધવું જોઈએ. કવિની શૈલી વૈદર્ભી શૈલીની ઘણી નજીક છે. કાવ્યશૈલીનો સ્પષ્ટ ખ્યાલ પણ કવિ ચિત્તમાં હશે એમ એણે પાંચાલી (દ્રૌપદી)ની સખીઓના વૈદર્ભી, માગધી વગેરે કરેલાં નામકરણને આધારે જણાય છે. કાવ્યમાં વિવિધ રીતે ચમત્કૃતિઓ ઉત્પન્ન કરવાનો કવિનો શોખ તુરત જ ધ્યાન ખેંચે છે. પુરોહિત અને ભીમ વચ્ચેના સંવાદને નિરૂપતો નીચેનો શ્લોક આવી સ્વરૂપગત ચમત્કૃતિનું એક સુંદર ઉદાહરણ છે :

पुरोहित : –किं वित्तप्रयुतस्पृहा,
द्विज : नहि,
पुरोहित : –रुचिर्मुक्तासु किं ते,
द्विज : –नहि,
पुरोहित : –स्वर्णानीह किमीहसे,
द्विज : –नहि,
पुरोहित : –मणीन्किं काङ्क्षसे त्वं
द्विज : –नहि,
पुरोहित : –गोलक्षं किमु लिप्ससे
द्विज : –नहि,
पुरोहित : –तवाश्वीये किमाशा,
द्विज : –नहि,
पुरोहित : व्रातं वाञ्छसि दन्तिनां किमु
द्विज : –नहि,
पुरोहित : –क्ष्मां याचसे किं
द्विज : नहि ।।

–द्रौपदीस्वयंवर । १.१०

આ ઉપરાંત શબ્દચમત્કૃતિનો પણ કવિને ભારે શોખ છે. શકુનિને ડરાવવા કૃષ્ણે પ્રયોજેલી વેતાળમંડળીની બિભીષકાને નિહાળી શકુનિ જે કંઈ કહે છે તે આવી શાબ્દિક ઝંકૃતિનું સુંદર ઉદાહરણ છે :

शिरालवाचालजटालकालकरालजङ्घालफटालभालम् ।
उत्तालमुत्तालतमालफालं वेतालजालं स्खलयत्यलं माम् ।।

–દ્રૌપદીસ્વયંવર ૧.૨૫

કવિ આ પ્રકારના શબ્દાનુપ્રાસ કે સ્વરાનુપ્રાસના એટલા બધા શોખીન છે કે એકાદ પંક્તિમાં પણ જો આવો અનુપ્રાસ સધાતો હોય તો તે સાધવાનું તેઓ

ચૂકતા નથી, જેમકે કૃષ્ણમુખે માત્ર એક જ પંક્તિનો આ શ્લોક કવિએ ઉચ્ચારાવ્યો છે.

नारोपि चापं मनुराजपुत्रैः
नारोपि चापं दनुनन्दनैश्च ।

શબ્દચમત્કૃતિ અને શબ્દાલંકારો ઉપરાંત કવિ અર્થચમત્કૃતિ જન્માવવામાં પણ કુશળ છે; અને એમાં કવિની કાવ્યપ્રતિભાનો સંસ્પર્શ જોઈ શકાય છે. જાણીતા અર્થાલંકારોને કવિ સારી રીતે પ્રયોજે છે. અર્થશ્લેષનું એક સુંદર ઉદાહરણ જુઓ—

द्विजेन पश्यतानेन केवलं न धनुर्गुणः ।
परां कोटिं निजप्राणगुणोऽपि गमितः क्षणात् ॥

—द्रौपदीस्वयंवर. १.३८

અહીં કવિએ ગુણ શબ્દ પર કરેલો શ્લેષ આસ્વાદ્ય છે. એ પછી શ્લેષ અને ઉપમાનું એક સુંદર ઉદાહરણ દ્રૌપદીને જોઈને અર્જુનના ચિત્તમાં ઉદ્ભવતા પ્રતિભાવના નિરૂપણમાં જોવા મળે છે. સ્વયંવરમાં વરમાળા લઈને આવતી દ્રૌપદીને જોઈને અર્જુન કહે છે—

ललितेषु कृतोत्कर्षा गरिष्ठगुणसङ्गिनी ।
सद्वंशप्रभवा भाति स्मरस्येव धनुर्लता ॥

—द्रौपदीस्वयंवर २.३

અહીં કવિ દ્રૌપદીને કામદેવની ધનુર્લતા સાથે સરખાવે છે અને શ્લિષ્ટ વિશેષણો બન્નેને સમાન રીતે લાગુ પડે છે. ભીમ કર્ણના ભાથામાંથી બાકીનાં બાણ કાઢી નાખીને એને લેવાનાં બે બાણો બતાવે છે ત્યારે પ્રતીહાર જે ઉપમા આપે છે તેમાં કવિની કલ્પનાશક્તિનો સુંદર પરિચય થાય છે. પ્રતીહાર કહે છે—

शरजालेऽमुना क्षुण्णे परिशिष्टावुभौ शरौ ।
युगान्तसंहृते विश्वे देवौ हरिहराविव ॥

—द्रौपदीस्वयंवर १.१३

સ્વયંવરસભામાં પ્રવેશતી દ્રૌપદીને જોઈને જ જુદા જુદા રાજવીઓના ચિત્તમાં પ્રગટતા પ્રતિભાવોનું વર્ણન કરવામાં કવિની કાવ્યશૈલી ખીલી ઊઠી છે. શિશુપાલની ઉક્તિમાં સુંદર ઉત્પ્રેક્ષા છે. તે કહે છે—

मृगीदृशोऽस्याः वदनारविन्द
लावण्यखर्वीकृतकान्तिवर्गः ।
शङ्के शशाङ्कः श्रितशोकशङ्कुः
लक्ष्मच्छलेनाङ्कति डिम्बमन्तः ॥ —द्रौपदीस्वयंवर २.२

લક્ષ્યવેધની સમજ આપતાં શ્રીકૃષ્ણે દ્રૌપદીને આપેલું લક્ષ્મીનું રૂપક પણ એટલું જ આસ્વાદ્ય છે.

चापं पुरो दुरधिरोपमिदं पुरारे
रारोप्य मां भुजबलेन भिनत्ति राधाम् ।
रूपान्तराभ्युपगता जगतां जयश्रीः
पाञ्चालजा खलु भविष्यति तस्य पत्नी ॥ —द्रौपदीस्वयंवर १.१९ ॥

કવિના કાવ્યમાં નજાકત, સુકુમારતા અને પ્રાસાદિકતા છે. રાધાવેધમાં રાધા શબ્દ સાંભળીને રાધાના વિચારે ચડી જતાં શ્રીકૃષ્ણ જે કહે છે તે અત્યંત પ્રાસાદિક છે.

मन्मथोन्माददायिन्या मनस्विन्या दिवानिशम् ।
राधाया अपि दुर्भेद्यं राधाया मन्महे मनः ॥१.१७॥

આમ કવિમાં નિ:શંકપણે કાવ્યશક્તિનો ઉન્મેષ જોઈ શકાય છે. જોકે સાહિત્યિક કૃતિને ગરિમાવંત પરિમાણ બક્ષનારું કોઈ જીવનદર્શન કવિ પાસે નથી, પરિણામે અર્થઘન વિચાર, મૌક્તિકો કે અર્થાન્તરન્યાસ જેવા અલંકારો પણ એમાં જોવા મળતા નથી. પણ કાવ્યની કેટલીક ઉપર બતાવી તેવી પ્રાસાદિક શબ્દચમત્કૃતિઓને કારણે આ બાબતનો અભાવ બહુ ખટકતો નથી. પણ જીવન-તત્ત્વની ગહનતાનો અભાવ નોંધપાત્ર જણાય જ.

નાટકમાં જુદાં જુદાં પદ્યોમાં રહેલું છંદોવૈવિધ્ય કવિના છંદવિષયક જ્ઞાનને પણ પ્રગટ કરે છે. કવિને અનુષ્ટુપ ઉપરાંત વસંતતિલકા, શાર્દૂલવિક્રીડિત અને મંદાક્રાન્તાનો શોખ છે. આ રૂપકમાં આ પ્રમાણેના છંદો પ્રયોજાયા છે. અનુષ્ટુપ (૨૫ વાર), વસંતતિલકા (૭), શાર્દૂલવિક્રીડિત (૫), ઇન્દ્રવજ્રા (૫), આર્યા (૩), સ્રગ્ધરા (૩), મંદાક્રાન્તા (૨)

ઉપર્યુક્ત ચર્ચા પરથી જણાશે કે 'દ્રૌપદીસ્વયંવર'માં કેટલીક નોંધપાત્ર બાબતો હોવા છતાં એ એક મધ્યમબરનું રૂપક છે.

૧. Dr. K. F. Sompura, 'The Structural Temples of Gujarat', p. 98, Foot Note, 15
૨. ડૉ. ઉ. જ. સાંડેસરા : 'દ્રૌપદીસ્વયંવર' અને ઇન્દ્રપ્રસ્થનું સ્થાપન' ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, વાર્ષિક, નં. ૧૨–૧૩ પૃ. ૧૦૪
૩. રામાયણ, બાલકાંડ, અ. ૬૫, શ્લોક ૯ થી ૧૩
૪. મહાભારત, આદિપર્વ, અ. ૧૭૬, શ્લોક ૩૩ થી ૩૬
૫. राधो मासान्तरे राधा चित्रभेदे च धन्विनाम् । —वाङ्मयार्णव, पृ. ३५१
૬. મહાભારત, આદિપર્વ, અ. ૧૭૮, શ્લોક ૧૫ થી ૧૮



महाकविविजयपाल-विरचितं

# द्रौपदीस्वयंवरम् ।

મહાકવિ વિજયપાલવિરચિત

# દ્રૌપદીસ્વયંવર

श्रीसरस्वत्यै नमः ।

अम्भोजासनसारथौ क्षितिरथे चन्द्रार्कचक्रे स्थितो
लक्ष्मीनायकसायकं युधि दधद्देवाद्रिबाणासनम् ।
निर्भिद्य त्रिपुरं पुरा जयरमामासाद्य मोदं दधन्
सोऽयं धन्विधुरन्धरो विजयते चन्द्रार्धचूडामणिः ॥१॥

अपि च—

आश्चर्योदयबन्धुसिन्धुमथनप्रारम्भसंरम्भिणं
दुर्वारामरवैरिवारणचमूपञ्चत्वपञ्चाननम् ।
दैत्यादैत्यपराङ्मुखी गुरुगुणग्रामानुरागानुगा
यं लक्ष्मीरवृणोत्स्वयं स भगवांल्लक्ष्मीपतिः पातु वः ॥२॥

(नान्द्यन्ते)

सूत्रधारः— (नेपथ्याभिमुखमवलोक्य) कस्कोऽत्र अस्मत्परिजनेषु ।

(प्रविश्य पटाक्षेपेण)

पारिपार्श्वकः—(सविनयं) (क) भाव ! एसो म्हि ।

सूत्रधारः— अद्याहं श्रीचौलुक्यकुलराज्यकमलाकेलिकाञ्चनकमलेन भुजपरिघ-परित्रातधरित्रीमण्डलेन जयलक्ष्मीकर्णकुण्डलेन पृथ्वीतलाखण्डलेन नयवर्त्मवर्त्तनाभिरामतारमदेवेन अभिनवसिद्धराजमहाराजश्रीभीम-देवेन समादिष्टोऽस्मि । यदस्मिन्वसन्तोत्सवे त्रिभुवनाद्भुत-प्रभाववैभवानां श्रीमत्त्रिपुरुषदेवानां पुरतः प्रमोदिताणहिल्लपाटकं नाटकं भवताऽभिनीयतामिति ।

पारिपार्श्वकः—(ख) भाव ! किं पि अवरं पुच्छिदुकाम म्हि ।

सूत्रधारः— यदृच्छया पृच्छ ।

पारिपार्श्वकः—(ग) नरिंदमणाणंदणाय जं अब्भुदं करणं तुम्हेहि मह आणत्तं तं अवरे वि कवडघडणानिउणेहि नाडएहि नच्चिदुं प्रारद्धं । ता किं मए कायव्वं ।

(क) भाव ! एषोऽस्मि ।

(ख) भाव ! किमप्यपरं प्रष्टुकामोऽस्मि ।

(ग) नरेन्द्रमनआनन्दनाथ यदत्यद्भुतं करणं युष्माभिर्ममाज्ञप्तं तदपरैरपि कपटघटना-निपुणैर्नटैर्नर्तितुं प्रारब्धम् । तत् किं मया कर्तव्यम् ।

## શ્રી સરસ્વતીને નમસ્કાર

બ્રહ્મા જેના સારથિ (હતા) તેવા, ચંદ્ર અને સૂર્યરૂપી ચક્રવાળા, પૃથ્વીરૂપી રથમાં બેઠેલા અને યુદ્ધમાં દેવપર્વત (મેરુ) રૂપી ધનુષ્ય અને વિષ્ણુરૂપી બાણ ધારણ કરતા અને પ્રાચીન કાળમાં ત્રણે નગરોને સંહારી વિજયલક્ષ્મી પ્રાપ્ત કરીને આનંદ પ્રાપ્ત કરનાર, ધનુષ્યધારણ કરવામાં ધુરન્ધર એવા આ (ભગવાન) શિવ જય પામે છે. (૧)

અને વળી—

આશ્ચર્યો જન્માવે એવા સમુદ્રમથનના પ્રારંભનો ઉદ્યમ કરનાર, ન ખાળી શકાય એવી દેવોના શત્રુ (રાક્ષસો)ની હસ્તિસેનાનો સંહાર કરવામાં સિંહ સમાન જે (વિષ્ણુને) દૈત્યો અને દૈત્યેતરોથી વિમુખ થઈ ગયેલી, મહાન ગુણોની અનુરાગી એવી લક્ષ્મીએ પસંદ કર્યા તે ભગવાન લક્ષ્મીપતિ તમારું રક્ષણ કરો. (૨)

(નાન્દીને અંતે)

**સૂત્રધાર** : (પડદા તરફ જોઈને) અમારાં સ્વજનો પૈકી અહીં કોણ (હાજર) છે?

(પ્રવેશીને પડદો ખસેડીને)

**પારિપાર્શ્વક** : (વિનયપૂર્વક) સ્વામી, આ રહ્યો હું.

**સૂત્રધાર** : આજે મને શ્રી ચૌલુક્ય કુળની રાજ્યલક્ષ્મીરૂપી કેલીના સુવર્ણ કમળ સમા, ભુજાઓરૂપી પરિઘથી પૃથ્વી મંડળનું રક્ષણ કરનાર, વિજયલક્ષ્મીના કર્ણકુંડળ સમાન પૃથ્વીના ઇન્દ્રસ્વરૂપ અને નીતિમાર્ગમાં રહીને શોભતા ચંદ્ર સમાન અભિનવ સિદ્ધરાજ મહારાજ શ્રી ભીમદેવે આદેશ આપ્યો છે કે આજે આ વસંતોત્સવ પ્રસંગે ત્રણે ભુવનોના અદ્ભુત પ્રભાવ વૈભવને ધારણ કરનારા શ્રીમાન્ ત્રિપુરુષ દેવની સમક્ષ અણહિલ્લપુર (પાટણ)ને ઘેલું લગાડનાર નાટકની તમારે ભજવણી કરવી.

**પારિપાર્શ્વક** : સ્વામી! હું બીજું કંઈક પણ પૂછવા માગું છું.

**સૂત્રધાર** : ચાહે તે પૂછ.

**પારિપાર્શ્વક** : રાજવીઓના મનના આનંદને માટે અત્યંત અદ્ભુત એવું જે સાધન પ્રયોજવાની આપે મને આજ્ઞા કરી છે તે બીજા પણ કપટ કરવામાં કુશળ નટોએ ભજવવાનું શરૂ કર્યું છે; તો મારે શું કરવું?

सूत्रधारः— मा कार्षीर्विषादम् । वृथैव तैरयं शृगालजागरः प्रारब्धः । न खलु बहुभिरप्याखुचर्मभिः सिन्धुराधिराजबन्धननिबन्धनं दाम निगड्यते । न च गगनाङ्गणावगाहसम्भृताभियोगैर्गणनातिगैरपि खद्योतैस्तिमिरमलिनभुवननिर्मलीकरणकमठस्य कर्मसाक्षिणः कर्म निर्मीयते । तदलं चिन्तया । यत—

दुष्करं करणं कुर्वन्नुर्वीपालात्प्रसेदुषः ।
भवानेव सखे ! जिष्णुर्लक्ष्मीं सम्प्राप्स्यति क्षणात् ॥३॥

पारिपार्श्वकः—(सहर्षं) (घ) इमिणा अज्जस्स वयणेण निच्चिंतो दाणिं संवुत्त म्हि । ताव पढमं मं पत्थुदरूवयनामनिवेयणेण पसीददु अज्जो ।

सूत्रधारः— अस्त्येव श्रीकविराजात्मजमहाकविसिद्धपालस्य सूनुना महाकविना विजयपालेन निबद्धं द्रौपदीस्वयंवराभिधानं वीराद्भुतरसप्रधानं नाटकम् ।

निपथ्ये ध्रुवा गीयते)

(च) उम्मायकरो भुअणे जयइ विहू जस्स संनिहाणेण ।
दुल्लक्खं पि हु भिंदइ लीलाए जणमणं मयणो ॥४॥

सूत्रधारः— (आकर्ण्य) साधु प्रक्रान्तं भरतविद्याभिनयकुशेशयपरिशीलनशीलालिभिः । यदनया रजनिजानिवर्णनपरया ध्रुवया राधावेधसमुद्यतधनञ्जयसाहाय्यककृताभियोगस्य मदगर्जदतिदुर्जयदुर्जनजनदलननिपुणमायाप्रयोगस्य तत्रभवतः कैटभारेः प्रवेशः सूचितः। तदेहि आवामप्यनन्तरकरणीयाय सज्जीभवावः ।

( इति निष्क्रान्तौ । )

---

(घ) अनेन आर्यस्य वचनेन निश्चिन्त इदानीं संवृत्तोऽस्मि । तावत्प्रथमं मां प्रस्तुतरूपकनामनिवेदनेन प्रसीदतु आर्यः ।

(च) उन्मादकरो भुवने जयति विधुर्यस्य सन्निधानेन ।
दुर्लक्ष्यमपि खलु भिनत्ति लीलया जनमनो मदनः ॥४॥

**સૂત્રધાર** : વિષાદ કરવો રહેવા દો. એમણે આ નકામો ઉજાગરો આરંભ્યો છે. ગમે એટલાં ઉંદરનાં ચામડાં એકઠાં કરો તો પણ હાથીઓના અધિપતિને બાંધી શકાય એવું દોરડું બનાવી શકાતું નથી કે આકાશ રૂપી આંગણામાં ઊડતા ગણનાપાત્ર આગિયાઓથી પણ અંધકારરૂપી મલિનતાને દૂર કરી ભુવનોને નિર્મળ કરવામાં કુશળ એવાં કર્મોના સાક્ષી ભગવાન ચંદ્રના (તેજ પ્રસારિત કરવાના) કર્મનું નિર્માણ થઈ શકતું નથી. તો ચિંતા કરવી રહેવા દો. કારણ કે અશક્ય કામો કરનારા અને પ્રસન્ન થનારા મહારાજ પાસેથી હે મિત્ર! વિજયેચ્છુ એવા તમે જ ક્ષણવારમાં લક્ષ્મી પ્રાપ્ત કરશો. (૩)

**પારિપાર્શ્વક** : આર્યનાં આ વચનોથી હવે હું નિશ્ચિંત થયો. તો હવે પહેલાં મને પ્રસ્તુત રૂપકનું નામ જણાવવાની તો આર્ય! કૃપા કરો.

**સૂત્રધાર** : શ્રીકવિના પુત્ર મહાકવિ સિદ્ધપાલના પુત્ર મહાકવિ વિજયપાલે રચેલું દ્રૌપદીસ્વયંવર નામનું વીર અને અદ્ભુતરસ પ્રધાન નાટક છે જ.

(નેપથ્યમાં ધ્રુવા ગવાય છે.)

(લોકોને) ઉન્મત્ત કરનાર ચંદ્રમા જેના સાન્નિધ્યથી ભુવનમાં વિજય પામે છે તે કામદેવ વીંધવા અશક્ય એવા જનમનને સહજમાં વીંધી નાખે છે જ. (૪)

**સૂત્રધાર** : (સાંભળીને) નાટ્યવિદ્યાના અભિનય રૂપ કમળોનું પરિશીલન કરવામાં રત એવા નટરૂપી ભ્રમરોએ સારી શરૂઆત કરી કે આ રાત્રિનાથ (ચંદ્રમા)નું વર્ણન કરતી ધ્રુવાથી રાધા (મત્સ્ય)નો વેધ કરવા તૈયાર થયેલા અર્જુનની સહાય કરવાની પ્રતિજ્ઞા લઈ બેઠેલા અને મદથી ગર્જતા, જીતવા મુશ્કેલ એવા દુર્જનોના સમૂહનું દલન કરવામાં નિપુણ એવી માયાનો પ્રયોગ કરનારા માનનીય એવા તે કૃષ્ણનો પ્રવેશ સૂચવાયો છે. તો આવો, આપણે હવે પછી કરવાના કામને માટે તૈયાર થઈએ.

(એમ કહીને વિદાય થાય છે.)

## ॥ आमुखम् ॥

(ततः प्रविशति कृष्णः ।)

कृष्णः— (विमृश्य स्वगतं सहर्षं)

तस्मै देया त्वयाऽसौ खलु निजतनया यो धनुर्वेदधीरो
राधावेधं विधत्ते द्रुपदनरपतेः पूर्वमादिष्टमेवम् ।
दम्भोलिस्तम्भशोभासुभगभुजयुगभ्राजिपार्थानुयाता-
स्ते चानीता इहैवानिलतनयसुतं प्रेष्य पाण्डोस्तनूजाः ॥५॥

तदिदं तावत्सुविहितम् । परमद्यापि कियदवशिष्यते । भवतु तावत् । आयातु भीमः ।

(ततः प्रविशति भीमः ।)

(भीमः परिक्रम्य यथोचितं सम्भावयति ।)

भीमः— (सविनयं) अयि भगवन् ! वीरावतंसकंसविध्वंस-लब्धप्रशंस ! किमिति वयमाकारिताः । आदेशदानेन प्रसीदतु भगवान् ।

कृष्णः— वत्स ! पाण्डवाभ्युदयादन्यन्न वयं कदा किञ्चिदप्युपक्रमामहे । ततः परशुरामप्रसादीकृतपञ्चशरीमध्याद् राधावेधाय सूतसूताद्विशिखद्वयं याचनीयम् । तच्चादाय अलक्षितवेषविशेषविधातृभिः स्वभ्रातृभिः सह कृतार्थेन भवता राधावेधमण्डपोऽलङ्करणीयः । वयमपि सम्प्रति तत्र राधावेधनाटके द्रुपदनरपतेः परिपार्श्ववर्तिनो भवामः ।

(इति निष्क्रान्तः ।)

भीमः— (परिक्रम्य पुरोऽवलोक्य च) अये !

अमानदानसानन्दबन्दिसन्दोहसङ्कुलम् ।
कर्णस्य मन्दिरद्वारमनुक्तमपि लक्ष्यते ॥६॥

(इति परिक्रम्य द्विजरूपधारी तारस्वरेण वेदोद्गारं करोति ।)

(ततः प्रविशति प्रतीहारपुरोहिताभ्यामनुगतो दानास्थानमण्डपस्थः कर्णः ।)

कर्णः— (सोत्कण्ठं)

चतुर्युगायमाना मे चतस्रो नालिका गताः ।
सम्भावयत्यपूर्वोऽर्थो नाद्याप्यद्य कुतोऽपि माम् ॥७॥

(આમુખ)

(પછી કૃષ્ણ પ્રવેશ કરે છે.)

**કૃષ્ણ** : (વિચારીને મનોમન હર્ષપૂર્વક)

ધનુર્વેદમાં ધીર એવો (જે પુરુષ) રાધાવેધ (રાધા નામની માછલીને વીંધવાનો વિધિ) કરે એને તમારે તમારી આ દીકરી વરાવવી એવો આદેશ દ્રુપદનરેશને પહેલેથી જ આપવામાં આવ્યો છે. અને ભીમના પુત્રને મોકલીને, વજ્રના સ્થંભ જેવી શોભાથી સુંદર લાગતી બે ભુજાઓથી શોભતા અર્જુનને અનુસરતા પાંડુપુત્રોને અહીં જ બોલાવી લેવામાં આવ્યાછે. (૫)

તો હવે બધું બરોબર ગોઠવાઈ ગયું છે. આમ છતાં હજુ પણ કંઈક ખૂટતું હોય એમ લાગે છે. ભલે જોઈએ. ભીમ! અહીં આવ તો.

(પછી ભીમ પ્રવેશ કરે છે.)

(ભીમ ફરીને યથાયોગ્ય આદર પ્રગટ કરે છે)

**ભીમ** : (વિનયપૂર્વક) વીરભૂષણ કંસનો નાશ કરીને વાહ વાહ પ્રાપ્ત કરનાર હે ભગવાન્! અમને કેમ બોલાવ્યા છે? આજ્ઞા આપીને અમારા ઉપર કૃપા કરો ભગવન્!

**કૃષ્ણ** : હે ભાઈ! પાંડવોના અભ્યુદય સિવાયની કોઈપણ પ્રવૃત્તિમાં અમે કયારે પણ પ્રવૃત્ત થતા નથી. તો પરશુરામે ભેટ ધરેલાં પાંચ બાણોમાંથી રાધા (માછલીનો) વેધ કરવા માટે બે બાણ સૂતપુત્ર (કર્ણ) પાસેથી માગી લાવવાનાં છે. અને તે લઈને ઓળખ ન પડે એવો વિશિષ્ટ વેશ ધારણ કરનારા તારા ભાઈઓ સાથે, કૃતાર્થ થયેલા તારે રાધાવેધ માટે ઊભા કરવામાં આવેલા મંડપને શોભાવવાનો છે. હમણાં તો અમે પણ રાધાવેધ પ્રસંગે દ્રુપદ રાજાની પડખે જઈને ઊભા રહી જઈએ.

(એમ કહીને ચાલ્યા જાય છે.)

**ભીમ** : (ફરીને અને આગળ જોઈને) અરે! અપરિમિત દાન પ્રાપ્ત કરવાના આનંદથી ભરેલા યાચકોના સમૂહથી ઊભરાતું આ કર્ણના ઘરનું દ્વાર છે એ કહ્યા વિના પણ દેખાય છે. (આ પ્રમાણે ફરીને, બ્રાહ્મણનું રૂપ ધારણ કરી મોટા અવાજે વેદપાઠ કરે છે.)

(તે પછી દ્વારપાળ અને પુરોહિતથી અનુસરાતો દાનગૃહના મંડપમાં ઊભેલો કર્ણ પ્રવેશ કરે છે)

**કર્ણ** : (ઉત્કંઠાપૂર્વક)

ચાર ક્ષણ તો મારે માટે ચાર યુગો જેવી વીતી અને છતાં આજે અપૂર્વ એવો યાચક મને કયાંયથી આવી મળ્યો નથી. (૭)

( नेपथ्ये वेदध्वनिः )

कर्णः— (आकर्ण्य सानन्दं) अयि प्रतिहार ! ममागारद्वारदेशे तारवेदोद्गारपरायणाः कथय कियन्तः सन्ति द्विजातयः ।

( प्रतिहारो निष्क्रम्य पुनः प्रविशति । )

कर्णः— (औत्सुक्यं)
कोटिः ?

वेत्री— न,

कर्णः— प्रयुतम् ?

वेत्री— नैष,

कर्णः— लक्षम् ?

वेत्री— न,

कर्णः— अयुतम् ?

वेत्री— नहि ।

कर्णः— सहस्रम् ?

वेत्री— न,

कर्णः— शतम् ?

वेत्री— नैव,

कर्णः— दश ?

वेत्री— नो,

कर्णः— नव ?

वेत्री— न,

कर्णः— अष्ट ?

वेत्री— न,

कर्णः— सप्त ?

वेत्री— न,

कर्णः— षड् ?

(નેપથ્યમાં વેદનો અવાજ)

કર્ણ : (સાંભળીને આનંદપૂર્વક) અરે દ્વારપાળ ! મારા ઘરને બારણે ઊંચેથી વેદગાન કરવામાં રત કેટલા બ્રાહ્મણો (આવી ઊભા) છે તે કહો.

(દ્વારપાળ બહાર જઈને પુનઃ પ્રવેશે છે)

કર્ણ : (ઉત્કંઠાથી) કરોડ ?

વેત્રી : ના

કર્ણ : દસ લાખ ?

વેત્રી : નહિ જ,

કર્ણ : લાખ ?

વેત્રી : નહિ જ,

કર્ણ : શું દસ હજાર ?

વેત્રી : ના,

કર્ણ : હજાર ?

વેત્રી : ના,

કર્ણ : સો ?,

વેત્રી : નહિ જ વળી,

કર્ણ : તો દસ ?,

વેત્રી : ના,

કર્ણ : નવ ?,

વેત્રી : ના,

કર્ણ : આઠ ?

વેત્રી : ના,

કર્ણ : સાત ?,

વેત્રી : ના,

કર્ણ : ૭ ?,

वेत्री— नहि,

कर्णः— पञ्च ?

वेत्री— न,

कर्णः— चत्वारः ?

वेत्री— न,

कर्णः— त्रयः ?

वेत्री— नहि,

कर्णः— द्वौ ?

वेत्री— न ।

कर्णः— (शिरः कम्पयन् सविस्मयं)

एकस्यायमहो ! बत ! रोदः कुक्षिम्भरिर्निनदः ॥९॥
तत्प्रवेशय त्वरिततरमेनम् ।

(वेत्री तथा करोति)

द्विजः— स्वस्ति अनल्पजनसङ्कल्पकल्पपादपाय चम्पाधिपाय ।

कर्णः— (द्विजरूपधारिणं भीमसेनमवलोक्य स्वगतं) आकारवेषौ परस्परं विसंवाद-मासादयतः । भवतु । किमेतया चिन्तया । (प्रकाशं पुरोहितं प्रति) अयि पुरोहित ! पृच्छ वाञ्छितममुष्य द्विजस्य ।

पुरोहितः— (द्विजं प्रति)

किं वित्तप्रयुतस्पृहा ?

द्विजः— नहि,

पुरोहितः— रुचि मुक्तासु किं ते ?

द्विजः— नहि,

पुरोहितः— स्वर्णानीह किमीहसे ?

द्विजः— नहि,

पुरोहितः— मणीन्कि काङ्क्षसे त्वं ?

द्विजः— नहि ।

વેત્રી : ના,

કર્ણ : પાંચ,

વેત્રી : ના,

કર્ણ : ચાર ?,

વેત્રી : ના,

કર્ણ : ત્રણ ?,

વેત્રી : નહિ,

કર્ણ : બે ?,

વેત્રી : ના,

કર્ણ : (માથુ ધુણાવીને આશ્ચર્ય પૂર્વક) અરે ! એકનો આ શું આકાશ અને પૃથ્વીને ભરી દે એવો અવાજ ? ૯. તો એને જલ્દી જલ્દી પ્રવેશ કરાવો.

(વેત્રી તે પ્રમાણે કરે છે.)

બ્રાહ્મણ : અસંખ્ય માણુસોના સંકલ્પને પૂર્ણ કરનારા કલ્પવૃક્ષ ચંપાધિરાજ (કર્ણનું) કલ્યાણ હો !

કર્ણ : (બ્રાહ્મણનો વેશ ધારણ કરેલ ભીમસેનને જોઈને સ્વગત) આકાર અને વેશ પરસ્પર વિસંવાદી જણાય છે. હશે, એનો વિચાર કરવાથી શું ? (મોટેથી પુરોહિત પ્રત્યે) અરે પુરોહિત ! આ બ્રાહ્મણનું મનવાંછિત પૂછો.

પુરોહિત : (બ્રાહ્મણ પ્રત્યે)
શું લાખો નાણાંની ઇચ્છા છે ?

બ્રાહ્મણ : નથી.

પુરોહિત : મોતીઓમાં પ્રીતિ છે ?

બ્રાહ્મણ : નહિ જ તો,

પુરોહિત : શું સોનું જોઈએ છે ?

બ્રાહ્મણ : ના,

પુરોહિત : તો તું શું મણિ ઇચ્છે છે ?

બ્રાહ્મણ : ના,

पुरोहितः— गोलक्षं किमु लिप्ससे ?

द्विजः— नहि,

पुरोहितः— तवाध्वीये किमाशा ?

द्विजः— नहि,

पु०:— व्रातं वाञ्छसि दन्तिनां किमु ?

द्विजः— नहि,

पु०:— क्ष्मां याचसे किं ?

द्विसः— नहि ॥

कर्णः— अयि पुरोहित ! प्रतीक्षस्व क्षणम् । स्वयमेवाहममुष्य मनोरथमवगमिष्यामि ।

कर्णः— (द्विजं प्रति सविशेषरोमाञ्चं स्वभुजावालोक्य)
जित्वा जगत् किमु ददे ?

द्विजः— नहि,

कर्णः— (सविनयं) किं स्वमङ्गं
दास्ये ददे ?,

द्विजः— नहि,

कर्णः—(सहसा सोल्लासं दक्षिणकरेण क्षुरिकामाकृष्य निजकण्ठोपकण्ठे निवेश्य च)
शिरो नु ददे !

द्विजः— (सौत्सुक्यं कराभ्यां क्षुरिकाकरं धारयन्) न नैतत् ।

कर्णः— (सवैलक्ष्यम्)
यद्रोचते कथय तन्मुदितोऽस्मि येन
गम्भीरधीरमधुरेण तव स्वरेण ॥११॥

द्विजः— (सत्प्रयाशं)
भगवद्भार्गवादत्तशरपञ्चकमध्यतः ।
राधावेधाय राधेय ! ममार्पय शरद्वयम् ॥१२॥

कर्णः— (सचमत्कारं स्वगतं) अहो ! द्विजातिजातिदुर्लभः क्षत्रियकुलोचितोऽयमस्य मनोरथः । (प्रकाशं) अयि प्रतीहार ! तूर्णं तूणीरममुष्य देहि । येन निजपरीक्षया स्वीकरोति शरद्वयम् ।

પુરોહિત : લાખ્ખો ગાયો જોઈએ છે :

બ્રાહ્મણ : ના,

પુરોહિત : ઘોડાઓ મેળવવાની આશા છે ?

બ્રાહ્મણ : ના,

પુરોહિત : હાથીઓનાં ટોળાં જોઈએ છે?

બ્રાહ્મણ : ના,

પુરોહિત : તો શું પૃથ્વી માંગે છે?

બ્રાહ્મણ : નહિ જ,

કર્ણ : અરે પુરોહિત! થોડીવાર ઊભા રહો. હું પોતે જ એનો મનોરથ અવગત કરીશ.

કર્ણ : (બ્રાહ્મણ તરફ વિશેષ રોમાંચ સહિત પોતાની બે ભુજાઓ તરફ જોઈને) શું જીતીને જગત આપું?

બ્રાહ્મણ : ના.

કર્ણ : શું મારું અંગ?

બ્રાહ્મણ : ના.

કર્ણ : (એકદમ ઉલ્લાસપૂર્વક જમણા હાથે કટારી લઈને પોતાના ગળે મૂકીને) શું આ માથું આપું?

બ્રાહ્મણ : (ઉત્કંઠાપૂર્વક બે હાથથી એનો કટારીવાળો હાથ પકડી લઈને) ના ના નહિ જ.

કર્ણ : (ભોંઠપ પ્રગટ કરીને)
તમારે શું જોઈએ છે તે કહો, હું આ તમારા ગંભીર, ધીર અને મધુર અવાજથી ખુશ થયો છું. (૧૧)

બ્રાહ્મણ : (આશા સહિત)
હે કર્ણ! ભગવાન ભાર્ગવ (પરશુરામે) આપેલાં પાંચ બાણોમાંથી રાધાવેધને માટે મને બે બાણ આપો. (૧૨)

કર્ણ : (ચમત્કાર સહિત મનોમન) અરે! બ્રાહ્મણ જાતિમાં મળવો મુશ્કેલ અને ક્ષત્રિયકુળને ઉચિત એવો આનો મનોરથ છે. (મોટેથી) અરે દ્વારપાળ! બાણનો ભાથો એમને એકદમ આપો કે જેથી પોતે જ પરીક્ષા કરીને તેઓ (એમને જોઈતાં) બે બાણ લઈ શકે.

द्विजः— × × × × × ×

कर्णः— (अपवार्य प्रतिहारस्य कर्णे ।) एवमेव ।

(प्रतीहारस्तथा करोति ।)

(द्विजः सर्वानपि शरानाकृष्य कराभ्यां निष्पिष्य वज्रसारशरद्वयमेव दर्शयति ।)

प्रतीहारः—

शरजालेऽमुना क्षुण्णे परिशिष्टावुभौ शरौ ।
युगान्तसंहृते विश्वे देवौ हरिहराविव ॥१३॥

कर्णः— (स्वगत) अमुना भुवनाद्भुतेन भुजबले भवते भवते (?)......
(इति प्रक्रामति । स्मृत्वा) वयमपि दुःसाधराधावेधसमुद्यतदुर्योधन-वसुधाधिपसविधमधिगच्छामः ।

(इति निष्क्रान्तः ।)

भीमः— (परिक्रम्य) कथममी भ्रातरो मामेव प्रतीक्षमाणाः प्रेक्ष्यन्ते ।

(ततः प्रविशन्ति युधिष्ठिरादयः ।)

भीमसेनः— (शरौ दर्शयति) प्रचल सत्वरम् (?) । येन तत्र मण्डपे गच्छाम इति ।

सर्वे— (परिक्रम्य पुरोऽवलोक्य च) अये ! कथमयं मिलत्सकलकाश्यपीवलय-महीपालमालापरिकरलोकसङ्कुलिताकलितबहुलकोलाहलो नभस्तल-तरलविपुलपताकामण्डलीमण्डितो राधामण्डपः ।

(ततः प्रविशति यथोक्तमण्डपस्थः सकलदिगन्तागतनृपचक्रपरिकलितो राधास्तम्भसविधस्थितो द्रुपदः । युधिष्ठिरादयः सर्वे मण्डपैकदेशेन च विशन्ति ।)

युधिष्ठिरः—(समन्तादवलोक्य) कथमद्यापि चिरयति अस्मदभ्युदयसाहाय्यक-व्यसनी तत्रभवान् वसुदेवनन्दनः ।

(ततः प्रविशति सोन्मादयादवजनानुगम्यमानः कृष्णः ।)

कृष्णः— (समन्ताद् मण्डपमवलोक्य स्वगतम् ।)

शक्रातिक्रमविक्रमक्रमचणं चक्रं नृपाणामितो
वीरैः स्वैरमितो वृतो मदधनो दुर्योधनो भूपतिः ।
भूपालः शिशुपाल एष कलितो निस्वानवैदानवैः
प्रच्छन्नाकृतयश्च पौरुषपुषः पञ्चाप्यमी पाण्डवाः ॥१४

બ્રાહ્મણ : ... ... ...

કર્ણ : (બાજુમાં મોં ફેરવીને દ્વારપાળના કાનમાં) આમ જ છે.

(દ્વારપાળ એમ કરે છે)

(બ્રાહ્મણ બધાં જ બાણો ખેંચી કાઢીને હાથથી વીંખી નાખીને વજ્ર જેવાં મજબૂત બે બાણ બતાવે છે.)

દ્વારપાળ : આમણે જ્યારે બધાં બાણોને છિન્નભિન્ન કરી નાખ્યાં છે ત્યારે બચી ગયેલાં આ બે બાણો યુગને અંતે વિશ્વ સમેટાઈ જતાં (અવશિષ્ટ રહેતા) હરિ અને હર જેવાં (શોભે છે.) (૧૩)

કર્ણ : (મનોમન) ભુવનોના આશ્ચર્યરૂપ આપના દ્વારા ભુજ બળમાં આપને આપને (!)......

(એમ કહીને ફરે છે. યાદ કરીને)

અમે પણ મહામુશ્કેલ એવો રાધાવેધ કરવા તૈયાર થયેલા દુર્યોધન રાજાની પાસે જઈએ.

(એમ કહીને ચાલ્યો જાય છે.)

ભીમ : (ફરીને) અરે! આ મારા ભાઈઓ મારી જ રાહ જોતા જણાય છે.

(પછી યુધિષ્ઠિર વ. પ્રવેશે છે.)

ભીમસેન : (બાણ બતાવે છે) જલ્દી ચાલો કે જેથી આપણે તે જ મંડપમાં જઈએ.

બધા : (ફરીને અને આગળ જોઈને) અરે! અહીં એકઠા થયેલા સકળ પૃથ્વી મંડળના રાજસમૂહથી ઉભરાતો અને પુષ્કળ કોલાહલવાળો આ રાધામંડપ આકાશમાં ફરફરતી અનેક ધજાઓથી શોભી ઊઠયો છે.

(પછી વર્ણવ્યા પ્રમાણેના મંડપમાં ઊભેલા દેશદેશાવરથી આવેલા રાજવી સમૂહથી નીરખાતા અને રાધાસ્થંભની બાજુમાં ઊભેલા દ્રુપદ પ્રવેશે છે. યુધિષ્ઠિર વ. સહુ મંડપના એકભાગમાં પ્રવેશે છે.)

યુધિષ્ઠિર : (ચારે બાજુ જોઈને) અમારી ઉન્નતિમાં સહાયક થવાના એકમાત્ર શોખવાળા માનનીય તે કૃષ્ણ હજુ પણ કેમ મોડું કરતા હશે વારુ?

(પછી ઉન્મત્ત યાદવોથી અનુસરાતા કૃષ્ણ પ્રવેશે છે.)

કૃષ્ણ : (ચારેબાજુ મંડપને જોઈને મનોમન) ઇન્દ્રને અતિક્રમી જાય એવા પરાક્રમોની પરંપરા સર્જતો રાજવીઓ સમૂહ આ બાજુ છે તો આ બાજુ પોતાના વીરપુરુષોથી સંપૂર્ણપણે ઘેરાયેલો મદમાતો રાજા દુર્યોધન છે. ચૂપ દાનવોથી વીંટળાયેલો ભૂપાલ શિશુપાલ (આ બાજુ) છે તો પરાક્રમને પુષ્ટ કરે એવા આ પાંચ પાંડવો (આ બાજુ) પ્રચ્છન્નવેષે (બેઠેલા જણાય છે.) (૧૪)

अपि च—

अयं पञ्चालभूपालश्चापं चण्डीपतेरिदम् ।
कृतधन्विमनो राधाराधावेधमुदीक्षते ॥१५॥

(सस्मरणं सोन्मादं च ।)

स्मृतायां नामसाम्येन राधायां राधयानया ।
आनन्दखेदसम्भेदमासादयति मे मनः ॥१६॥

अपि च—

मन्मथोन्माददायिन्या मनस्विन्या दिवानिशम् ।
राधाया अपि दुर्भेदं राधाया मन्महे मनः ॥१७॥

(द्रुपदवासुदेवौ यथोचितं सम्भावयतः ।)

द्रुपदः— भगवन्! मिलितमखिलमपि भूपालमण्डलम् । तदत्रभवन्तो भवन्त एव प्रत्येकं वीरानाहूय राधावेधं कारयत ।

कृष्णः— एवं कुर्मः । (इति राधास्तम्भसविधमुपसृत्य उच्चैःस्वरम् ।) भो भो राधावेधमण्डपाभ्युपगताः सर्वेऽपि भूपतयः शृण्वन्तु भवन्तो द्रुपदनरपतेः प्रतिज्ञाम् । यतः—

स्तम्भः सोऽयं गिरिरिव गुरुर्दक्षिणावर्त्तमेकं
वामावर्त्तं विकटमितरच्चक्रमावर्ततेऽत्र ।
आस्ते लोलस्तदुपरि तिमिस्तस्य वामाक्षितारा-
लक्ष्यं प्रेक्ष्यं तदपि निपुणं तैलपूर्णे कटाहे ॥१८॥

अपि च—

चापं पुरो दुरधिरोपमिदं पुरारे-
रारोप्य यो भुजबलेन भिनत्ति राधाम् ।
रूपान्तराभ्युपगता जगतां जयश्रीः
पञ्चालजा खलु भविष्यति तस्य पत्नी ॥१९॥

(इत्यभिधाय दुर्योधनाभिमुखं मुखं दृशं च निधाय)

राजन्नेतौ सुरकरिकराकारभाजौ भुजौ ते
त्वं मेदिन्यां विकटकटकक्ष्मापकोटेः किरीटम् ।
मानस्तोमः प्रभवति भवन्मानसे मुक्तमान-
स्तत्त्वं दुर्योधन! जयधनं चापमारोपयैतत् ॥२०॥

અને વળી—

બાણાવળીઓમાં પરોવાયેલા મનવાળા આ પાંચાલનરેશ (દ્રુપદ) સફળતાપૂર્વક રાધા (મત્સ્ય) વેધ કરી શકે એવા આ શિવધનુષ્યને નીરખી રહ્યા છે. (૧૫)

(યાદ કરીને ઉલ્લાસથી)

આ રાધા (માછલી)થી નામસામ્યને કારણે રાધા યાદ આવી જતાં મારૂં મન આનંદ અને ખેદની મિશ્ર લાગણીને) પ્રાપ્ત કરે છે. (૧૬)

અને વળી—

રાત અને દિન કામની ઉત્કંઠા જગાડનારી મનસ્વીની રાધાનું મન કળવું આ રાધાનો વેધ કરવા કરતાં પણ કઠણ છે એમ અમને લાગે છે. (૧૭)

(દ્રુપદ અને કૃષ્ણ યથાયોગ્ય આદર પ્રગટ કરે છે.)

આ મોટા પર્વત જેવો થાંભલો જેની જમણીબાજુ એક ચકરડુ ફરે છે અને ડાબી બાજુ બીજું એક મોટું ચક્ર ફરી રહ્યું છે. એની ઉપર એક (ગોળ ગોળ) ફરતું માછલું છે એની ડાબી આંખની કીકીને, અને તે પણ તેલ ભરેલા કડૈયામાં બરાબર જોઈને વીંધવાની છે. ૧૮.

દ્રુપદ : ભગવાન્! આ સઘળો રાજવી સમૂહ અહીં એકઠો થયો છે. તો અહીં માનનીય એવા આપ પોતે જ પ્રત્યેક શૂરવીરોને બોલાવીને (એમની પાસે) રાધાવેધ કરાવો.

કૃષ્ણ : ભલે, એમ કરીએ. (આમ કહીને રાધાસ્થંભની પાસે ઊભા રહીને મોટેથી) રાધાવેધ માટેના મંડપમાં પધારેલા હે રાજવીઓ! આપ સહુ દ્રુપદ-નરેશની પ્રતિજ્ઞા સાંભળો. જેમકે—

ચઢાવવા અત્યંત મુશ્કેલ એવા આ મહાદેવજીના સામે પડેલા ધનુષ્ય ઉપર (બાણ) ચઢાવીને જે (વીર) ભુજાના બળથી રાધા (માછલી) ને વીંધશે, એની અન્યરૂપમાં પધારેલી, જગતની જયલક્ષ્મી જેવી આ દ્રૌપદી ખરેખર પત્ની બનશે. ૧૯

(આ પ્રમાણે કહીને દુર્યોધન તરફ મોં અને નજર માંડીને)

હે રાજન્! આ તારા બે હાથ ઐરાવત હાથીની સૂંઢ જેવા આકારના છે; અને તું પૃથ્વીમાં ભયંકર સૈન્ય ધરાવતા રાજવીઓના મસ્તકનો મુગટ છે, તારા મનનાં સામર્થ્ય પ્રગટી શકે એમ છે તો ગર્વ છોડીને હે દુર્યોધન! તું આ વિજયધનરૂપી ધનુષ્ય ઉપર (બાણ) ચઢાવ. (૨૦)

दुर्योधनः— (सावहेलं) युवराजमेवादिशामि । (दुःशासनं प्रति)

कुमार ! सुखमारोप्य दुःशासन ! शरासनम् ।
राधामनपराद्धेषो भिन्द्धि स्त्रीरत्नलब्धये ॥२१॥

दुःशासनः—(सगर्वसंरम्भं)

उद्दण्डमद्भुजादण्डचण्डताकुण्डलीकृतम् ।
खण्डेन्दुमण्डनस्येदं कोदण्डं यातु खण्डताम् ॥२२॥

(इति तदभिमुखमुपसृत्य चापमारोपयन्भूमौ पतति ।)

वासुदेवः— (दृष्टवा)

कामारिकार्मुकारोपगलितं निजदोर्बलम् ।
पतितोऽयमधोग्रीवो निरीक्षित इव क्षितौ ॥२३॥

(दुःशासन उत्थाय सलज्जमपक्रामति ।)

दुर्योधनः—(मातुलकशकुनिं प्रति ।)

धूर्जटेर्धन्व सन्धाय चण्डिमातुलमातुल ! ।
राधावेधं विधेहि त्वं शकुने ! शकुनेरितः ॥२४॥

शकुनिः— (सत्वरं) किमस्मिन्नप्यर्थे शकुनालोकनेन ! ।

कृष्णः— (स्वगत) लीलयैवायं धनुरारोपयिष्यति । तद्भवतु । मायामाचरामि ।

[शकुनिः] (यावद्धनुरारोपयन्ति तावदन्तराले [कृष्णः] वेतालमण्डलं बिभीषिकायै प्रेषयति ।)

शकुनिः— (उत्थाय यावद्धनुरादित्सति तावदन्तराले वेतालजालमवलोक्य सत्रासकम्पं ।)

अहो ! कथमिदं धनुरारोप्यते । यतः—

शिरालवाचालजटालकाल-
करालजङ्घालफटालभालम् ।
उत्तालमुत्तालतमालकालं
वेतालजालं स्खलयत्यलं माम् ॥२५॥

(इति पश्चादपक्रामति ।)

(दुर्योधनो द्रोणसन्मुखमवलोकयति ।)

द्रोणः— (दुर्योधनं प्रति) महाराज ! किमस्माकमतिवयसामनया राधया कार्यम् । भवदर्थमेवायमुपक्रमः क्रियते ।

(इत्युत्थाय धनुरभिमुखं धावति ।)

**દુર્યોધન** : (અવગણના પૂર્વક) યુવરાજને જ આદેશ આપું. (દુઃશાસન તરફ) હે કુમાર દુઃશાસન! ધનુષ્યને સહેલાઈથી ચઢાવીને સ્વજનોનો દ્વેષ ન કરતાં તું સ્ત્રીરત્નની પ્રાપ્તિને માટે રાધાને વીંધી નાખ. ૨૧.

**દુઃશાસન** : (ગર્વપૂર્વક ઉદ્યમ કરીને)

ઉદ્દંડ એવી મારી ભુજાઓના ભયંકર દંડથી વાળી નાખવામાં આવેલું આ શશિભૂષણ (શિવ)નું ધનુષ્ય ટૂકડે ટૂકડા થઈ જાઓ. ૨૨.

(આ પ્રમાણે એની સામે જઈને બાણ ચઢાવતાં ભૂમિ ઉપર પડી જાય છે.)

**કૃષ્ણ** : (જોઈને)

મહાદેવજીનું ધનુષ્ય ચઢાવતાં જેની બંને ભુજાઓનું બળ નાશ પામ્યું છે તેવો આ ઊંધા મસ્તકે પડેલો જાણે કે પૃથ્વી ઉપર (કંઈક) જોઈ રહ્યો છે. (૨૩)

(દુઃશાસન ઊભો થઈને શરમાઈને નાસી જાય છે.)

**દુર્યોધન** : (મામા શકુનિ તરફ)

હે ચંડિમાતુલ્ય મામા શકુનિ! મહાદેવજીનું ધનુષ્ય ચઢાવીને શુકન જોઈ તમે આ રાધાવેધ કરો. (૨૪)

**શકુનિ** : (અવગણનાપૂર્વક) અરે આ બાબતમાં પણ શુકન જોવાની શી જરૂર છે?

**કૃષ્ણ** : (મનોમન) આ રમતમાં જ ધનુષ્ય ચઢાવી જશે. તો ભલે. માયાનો પ્રયોગ કરું.

(શકુનિ જેવો ધનુષ્ય ચઢાવે છે ત્યારે વચ્ચે (કૃષ્ણ) વેતાલ સમૂહને ડરાવવા માટે રવાના કરે છે.)

**શકુનિ** : (ઊભો થઈને જેવો ધનુષ્ય લેવા જાય છે એટલામાં તો વેતાલ સમૂહને જોઈને ભય અને ધ્રુજારીથી) અરે! આ ધનુષ્ય કેવી રીતે ચઢાવાશે. કારણકે—

ફૂલેલી નસોવાળો, અવાજ કરતો, જટાવાળો, કાળ જેવી ભયંકર જાંઘ અને વિશાળ કપાળવાળો, ઝનૂની અને ઊંચા તમાલવૃક્ષ જેવો કાળો આ વેતાળસમૂહ મને સંપૂર્ણપણે પછાડી નાખે છે. (૨૫)

(એમ કહી પાછળ હટી જાય છે.)

(દુર્યોધન દ્રોણ સામે જુએ છે.)

**દ્રોણ** : (દુર્યોધન પ્રત્યે) મહારાજ! અમારે ઉમ્મરલાયક માણસોને આ રાધાવેધ કરીને શું કરવાનું? આ આરંભ તો આપને માટે જ કરવામાં આવી રહ્યો છે. (એમ કહી ઊભા થઈને ધનુષ્યની સામે દોડે છે.)

( कृष्णः सहसा तदन्तराले मायामयमन्धकारमङ्कुरयति । )

द्रोणः— ( पुरोऽवलोक्य तिमिरतिरस्करिणीतिरस्कृतलोचनालोकः प्रतिनेवृत्य दुर्योधनं प्रति । )

कृष्णक्षपा समुदगात्किमभूदकाण्डे
किं दुर्दिनं किमभवन्मम सन्निपातः ।
किं स्वापमापमगमं किमु नागवेश्म
किं गर्भवासमविशं नहि वेद्मि किञ्चित् ॥२६॥

( दुर्योधनः—गाङ्गेयसम्मुखमुदीक्षते । )

गाङ्गेयः—

मुक्तिक्रीडाकरमकरवं यत्नतो ब्रह्मचर्यं
तन्मे कृत्यं रतिरमयितुर्मायया जायया किम् ।
नारोपाणिग्रहणपणितामेवमेवापि भिन्दन्
राधामेनां कुलगुरुरहं लज्जया रुद्ध एषः ॥२७॥

दुर्योधनः—अयि चम्पाधिराज ! चापारोपणचापलमाचरन् विसूत्रय राधायन्त्रम् ।

कर्णः— (स्वभुजौ निर्वर्ण्य )

शेषभोगसमाभोगमद्भुजस्तम्भपीडनम् ।
क्षमिष्यते गुणारोपमात्रमप्यत्र नो धनुः ॥२८॥

अपि च— अखिलतरुकुञ्जभञ्जन ! कुरुराज ! वितर वितर मम सत्वरतरमादेशम् ।

मथ्नातु किं रविरथध्वजमिन्दुलक्ष्म
किं तक्षतु, क्षिपतु किं मुकुटं मघोनः ।
राधां यथाविधि विभिद्य ममाद्य बाणः
किं दुष्करान्तरमपि प्रसभं करोतु ॥२९॥

दुर्योधनः— किमसम्भाव्यमस्मदीयबान्धवभुजबलस्य । परं सम्प्रति प्रस्तुतमेव प्रस्तूयताम् ।

(कर्णस्तदभिमुखमुपसर्पति । )

(કૃષ્ણ એકદમ વચ્ચે માયાવી અંધકાર ફેલાવી દે છે.)

દ્રોણ : (સામે જોઈને અંધકારરૂપી પડદાથી આંખોનું તેજ હરાઈ જતાં પાછા ફરીને દુર્યોધન પ્રત્યે)

શું કાળરાત્રી ઉતરી આવી છે? કે એકાએક દિવસ અંધાર્યો છે કે પછી મને સનેપાત ઉપડયો છે? શું હું કોઈ સ્વપ્ન જોઈ રહ્યો છું? પાતાળ લોકમાં પેઠો છું કે પછી ગર્ભમાં પ્રવેશી ગયો છું? મને કંઈ ખબર પડતી નથી. (૨૬)

(દુર્યોધન ભીષ્મ તરફ જુએ છે.)

ભીષ્મ : મોક્ષરૂપી ફળ આપનારા બ્રહ્મચર્યને મેં પ્રયત્નપૂર્વક પાળ્યું છે તો કામ દેવની માયારૂપ પત્નીથી મારે શું કરવું છે? સ્ત્રીના લગ્ન માટે હોડમાં મૂકાયેલી આ રાધાને હું એમ જ વીંધી નાખું (પણ) કુરુકુળના વડિલ એવો આ હું શરમથી રુંધાયો છું. (૨૭)

દુર્યોધન : અરે! ચંપાનરેશ, ધનુષ્ય ચઢાવવાનું ચાપલ્ય આચરીને રાધાયંત્રને છિન્નભિન્ન કરી નાખો.

કર્ણ : (પોતાની બે ભુજાઓ નીહાળીને) શેષનાગની ફણાની જેમ ફેલાયેલા મારા ભુજસ્થંભથી ભીંસાતું આ ધનુષ્ય દોરી ચઢાવવાના (પ્રયાસને) પણ સહન કરી શકશે નહિ. (૨૮)

અને વળી—સઘળી વૃક્ષવાટિકાને ભાંગી નાખનાર હે કુરુરાજ! મને જલ્દી જલ્દી આદેશ આપો.

સૂર્યનાં રથધ્વજને શું મથી નાખું? કે પછી ચંદ્રચિહ્નને છોલી નાખું કે પછી ઇન્દ્રના મુગટને ફેંકી દઉં? મારું બાણ આ (રાધાને) વિધિપૂર્વક ભેદી નાખીને બીજા કોઈ મુશ્કેલ કાર્યને પણ ભલે બળપૂર્વક કરે. (૨૯)

દુર્યોધન : અમારા સ્વજન (કર્ણના) ભુજબળને અસંભવિત શું છે? પરંતુ હમણાં તો કરવાનું જ કરો.

(કર્ણ એની સામે જાય છે.)

(कृष्णः-अन्तराले मायामयमर्जुनद्रौपदीविवाहं दर्शयति ।)

कर्णः— (विलोक्य सविस्मयमपसृत्य ।)

इहोद्वहति पार्थोऽयं कृतार्थो द्रुपदात्मजाम् ।
तन्मे कृष्णावध्वा राधामुच्छिष्टां च भिनत्ति कः ॥३०॥

दुर्योधनः— भवन्तु, अमी । वयं स्वयमेव याज्ञसेनीपाणिपीडनप्रतिभुवं धनुर्दण्डमारोपयिष्यामः । (इत्युत्थाय तथाकुर्वन्करद्वयकम्पमभिनयति ।)

कृष्णः— (विलोक्य)

करकम्पोऽभवद्भीतिजातः स्वेदजलाकुलः ।
न करः कुरुराजस्य धनुर्धर्तुमपि क्षमः ॥३१॥

(निरवशेषदर्शितनिजदलोऽपि धनुर्दण्डसारमसहमानो दुर्योधनः क्षितितले निपतति ।)

(कृष्णः सानन्दं स्मयते ।)

(सकलमपि राजचक्रं मुक्तप्रत्याशं विलक्षमधोमुखमीक्षते ।)

कृष्णः— नारोपि चापं मनुराजपुत्रै-
र्नारोपि चापं दनुनन्दनैश्च ॥३२॥

शिशुपालः—(सकोपाटोपं ललाटतटघटितभ्रुकुटीविटङ्कः ।)

रेरे गोकुलवीर ! कीर इव किं यत्किञ्चिदाभाषसे
यन्नारोपि नरेश्वरैस्तदिह किं नारोपि दैत्यैरपि ।
किं जानासि न विश्वविश्ववलयापर्यायपर्यासना
प्राप्तालं शिशुपाल एष पुरतो राधाभिदे तिष्ठति ॥३३॥

अन्यच्च—

यत्रोच्चैः कनकाचलः कलयति स्तम्भस्य लीलायितं
ताराचक्रमजस्रचङ्क्रमणतश्चक्रश्रियं गाहते ।
शीतांशुः श्रयते चलत्तिमिकलां लक्ष्यं तदेणेक्षणं
वीरोऽहं तदपि क्षिणोमि रभसात्किं मेऽनया राधया ॥३४॥

( इति ससंरम्भं विकटपदक्रमं परिक्रामति । )

कृष्णः— (सभयकम्पं) न जाने किमिदानीं भविष्यति । अतिबलीयानयं खलः । भवतु, भुवनत्रयं भवधनुषि भाराय समारोपयिष्यामि ।
(इति तथा करोति ।)

(કૃષ્ણ વચ્ચેના ભાગમાં અર્જુન અને દ્રૌપદીનો માયાપૂર્ણ વિવાહ બતાવે છે.)

કર્ણ : (જોઈને, આશ્ચર્યપૂર્વક હટી જઈને) કૃતાર્થ એવો આ અર્જુન અહીં દ્રૌપદીને પરણે છે તો દ્રૌપદી વધૂથી ત્યજી દેવાયેલી રાધાને કોણ ભેદે?

દુર્યોધન : તમે બધા રહો, અમે જાતે જ દ્રૌપદીના પાણિગ્રહણના સાક્ષી બનેલા ધનુષ્યને ચઢાવીશું. (આ પ્રમાણે કહીને તે પ્રમાણે કરવા જતાં એ હાથ ધ્રૂજતા હોવાનો અભિનય કરે છે.)

કૃષ્ણ : (જોઈને) જેમાં ભય જન્મ્યો છે તેવા અને પરસેવે રેબઝેબ થયેલા હાથમાં ધ્રુજારી ઉત્પન્ન થઈ છે. દુર્યોધનનો હાથ ધનુષ્ય પકડી શકવાને પણ સમર્થ નથી. (૩૧)

(સંપૂર્ણ બળ પ્રગટ કરવા છતાં ધનુષ્યનો ભાર સહન ન થતાં દુર્યોધન જમીન ઉપર ગબડી પડે છે.)

(કૃષ્ણ આનંદથી સ્મિત વેરે છે.)

સઘળો રાજસમૂહ આશા ત્યજી દઈને ભોંઠપથી માથુ નીચે ઢાળી દે છે.)

કૃષ્ણ : ન તો મનુષ્યો ધનુષ્ય ચઢાવી શકયા કે ન તો દાનવો ધનુષ્ય ચઢાવી શકયા. (૩૨)

શિશુપાલ : (ક્રોધ લાવીને કપાળમાં ભમ્મરો ચઢાવીને) અરે અરે! એ ગોવાળિયા! પોપટની જેમ ગમે તેમ શુ બકયે જાય છે? રાજાઓ ધનુષ્ય ચઢાવી ન શકયા તો શું દૈત્યો પણ ન ચઢાવી શક્યા એમ (કહેવાનું?) સઘળા પૃથ્વીમંડળનો એકદમ વિનાશ નોંતરી શકવાને સમર્થ એવો આ શિશુપાલ અહીં રાધાનો વેધ કરવા (તૈયાર) ઊભો છે! (૩૩)

અને બીજું એ કે—

જ્યાં મોટો સુવર્ણ પર્વત (મેરુ) સ્થંભનું અનુકરણ કરતો ઊભો છે, અને વારંવાર ફરતો રહેતો તારાઓનો સમૂહ ચક્રની શોભા ધારણ કરે છે, ચંદ્ર ગોળગોળ ફરતા મત્સ્યની શોભા ધારણ કરે છે તે (ચંદ્રના) મૃગની આંખને પણ વીર એવો હું વેગપૂર્વક વીંધી નાખું તો પછી આ રાધાની તો શી વીસાત? (૩૪)

(આમ કહીને વેગપૂર્વક ફાળ ભરતો આમતમ ફરે છે.)

કૃષ્ણ : સમજાતું નથી હવે શું થશે! આ દુષ્ટ અતિશય બળવાન છે. ભલે, ભાર ઊભો કરવા મહાદેવજીના ધનુષ્ય ઉપર ત્રણે ભુવનોનો ભાર નાખીશ. (એમ કહીને એ પ્રમાણે કરે છે.)

शिशुपालः—(पुरो भवधनुषि भुवनत्रयमवलोक्य सविस्मयं)

स्वर्गः समग्र इह सम्मृतदेववर्गो
भूरत्र भूरितरभूधरसिन्धुरुद्धा ।
पातालमत्र फणिजालवृतान्तराल-
मालोक्यते धनुषि चित्रमिह त्रिलोकी ॥३५

(सरोमाञ्चम)

पुण्यैरगण्यैर्भगवान् प्रसन्नोऽद्य विधिर्मयि ।
त्रिलोकीजयकीर्त्तिर्यद्भविता चापभङ्गतः ॥३६॥

(कृष्णः—शिशुपाले चापे च मुहुर्मुहुः सभयं दृशं निवेशयति ।)
शिशुपालो धनुरादत्ते ।)

(कृष्णः सर्वेषामपि मायया नयनालोकं निरुध्य स्वयमुत्थाय कराभ्यां शिशुपालमाहृत्य भूमौ पातयित्वा स्वस्थानमेव समेत्योपविशति ।)

(शिशुपालो मूर्च्छाविरामं प्राप्य सलज्जमपक्रामति ।)

कृष्णः— अहो! द्विजा एवावशिष्यन्ते । तदामन्त्रयाम्येतान् । (स्वगतं) धनुर्धरैकधुरीणं सव्यसाचिनमामन्त्रयामि । अहो कार्पटिक! एहि एहि ।

( किरीटी उत्थाय राधासविधमुपसर्पति । )

कृष्णः— यदि कस्यापि भुजबलाभिमानोऽस्ति तदारोप्यतामिदं राधावेधाय धूर्जटेर्धनुः ।

पार्थः— (सविनयं धनुर्नमस्कृत्य)

क्षत्रव्रतमखण्डं चेद्भक्तिर्गुरुषु मे यदि ।
भव तत्सुकरारोपं भगवन् हरकार्मुक! ॥३७॥

(इति दोर्भ्यामादाय त्रिभागमाक्रम्य धनुरारोपयति ।)

गाङ्गेयः— (द्रोणं प्रति)

द्विजेन पश्यतानेन केवलं न धनुर्गुणः ।
परां कोटिं निजप्राणगुणोऽपि गमितः क्षणात् ॥३८॥

भीमः— ( जनान्तिकं पार्थं प्रति । ) इदं मया विशिखद्वयमानीतं परं न समर्थोऽसि राधावेधाय ।

**શિશુપાલ** : (સાથે મહાદેવજીના ધનુષ્ય ઉપર ત્રણે ભુવનોનો ભાર નીહાળીને આશ્ચર્યપૂર્વક)

જ્યાં સઘળો દેવસમૂહ એકત્રિત થયો છે તેવું સ્વર્ગ અહીં (એકબાજુ) છે તો વળી અહીં પુષ્કળ પર્વતો અને સાગરોથી વ્યાપ્ત પૃથ્વી છે તો વળી ફણાઓના સમૂહથી અંતર્ભાગને ભરી દેતું પાતાળ અહીં છે. એ આશ્ચર્ય છે કે આ ધનુષ્ય ઉપર ત્રણે લોક દૃષ્ટિગોચર થઈ રહ્યા છે. (૩૫)

(સરોમાંચ)

અગણિત પુણ્યોથી ભગવાન વિધિ આજે મારી ઉપર પ્રસન્ન થયા છે. ત્રણે લોકના વિજયની જે કીર્તિ છે તે મને આજે આ ધનુષ્યનો ભંગ કરવાથી પ્રાપ્ત થશે. (૩૬)

(કૃષ્ણ શિશુપાલ અને ધનુષ્ય ઉપર વારંવાર સભય દૃષ્ટિ પરોવે છે.)

(શિશુપાલ ધનુષ્ય ઉગામે છે.)

(કૃષ્ણ માયાથી બધાની નજર રૂંધી નાખીને, જાતે ઊભા થઈ બે હાથે શિશુપાલને ધક્કો મારી, પૃથ્વી ઉપર ગબડાવી પાડી પોતાની જગાએ જઈને બેસી જાય છે.)

(શિશુપાલ થોડીવાર મૂર્ચ્છિત રહીને શરમાઈને નાસી જાય છે.)

**કૃષ્ણ** : અરે ! હવે તો માત્ર બ્રાહ્મણ બાકી બચ્યા છે. તો લાવ એમને આમંત્રું. (મનોમન) ધનુર્ધરોમાં અગ્રેસર એવા એક બાણાવળીને બોલાવું. અરે એ સંન્યાસી ! અહીં આવ, અહીં આવ.

(અર્જુન ઊભો થઈ ને રાધાની પાસે જાય છે.)

**કૃષ્ણ** : જો કોઈને પણ પોતાના ભુજબળનું અભિમાન હોય તો રાધાવેધને માટે શિવજીનું આ ધનુષ્ય ઉઠાવો.

**અર્જુન** : (વિનયપૂર્વક ધનુષ્યને નમસ્કાર કરીને)

જો મારામાં ક્ષત્રિય ધર્મ અખંડ હોય અને જો મારી ગુરુ (અને વડીલોમાં) ભક્તિ હોય તો હે ભગવન્ શિવધનુષ્ય ! સહેલાઈથી ચઢાવી શકાય એવું બનો !

(આમ કહીને બે હાથે ઊંચકીને ત્રણ ગણો ભાગ દબાવીને ધનુષ્ય ચઢાવે છે.)

**ભીષ્મ** : (દ્રોણ તરફ)

જુઓ તો ખરા ! આ બ્રાહ્મણે માત્ર ધનુષ્યની દોરી જ નહિ પણ પોતાના પ્રાણગુણને પણ જોતજોતામાં પરમ કોટિએ પહોંચાડયો. (૩૮)

**ભીમ** : (પ્રેક્ષકો તરફ લઈ જઈને, અર્જુનને ઉદ્દેશીને) આ હું બે બાણ લઈ આવ્યો છું અને છતાં તું શું રાધાનો વેધ કરવા સમર્થ નથી ?

पार्थः— एतां न पातयाम्यद्य यदि राधां वृकोदर ! ।
इतः प्रभृति नो चापं करिष्यामि करे ततः ॥३९॥

(इति एकेन शरेण मन्दं चक्रमाहन्ति ।)

( नृपाः सर्वेऽपि हसन्ते हर्षकोलाहलं [च] कुर्वन्ति । )

( मत्स्यस्तेन शब्देन सविस्मयो निश्चललोचनो विलोकयति । )

( पार्थो द्वितीयशरेण यथाविधि मीनलोचनकनीनिकामाहन्ति । )

कृष्णः— (सानन्दम् ) अयि द्रुपदनरपते ! दिष्ट्या वर्द्धसे दुहितुर्वरलाभेन ।

द्रुपदः— भवत्प्रसादेन मम सर्वमपि, शुभोदर्कं भविष्यति ।
( सर्वेऽप्यन्ये भूमिपालाः परस्पराक्षिसञ्चारेण विसंवदन्ति । )

अन्ये भूमिपालाः—( द्रुपदनरेन्द्रं प्रति । )
स्त्रीवर्गरत्नस्य मृगीदृशोऽस्याः
काप्येष किं कार्पटिकः पतिः स्यात् ।
राधाऽपि न प्राग्विशिखेन भिन्ना,
स्वयंवरस्तत्क्रियतां नरेन्द्र ! ॥४०॥
( द्रुपदः कृष्णाभिमुखमवलोकयति । )

कृष्णः— भवत्वेवम् ।

द्रुपदः— हंहो प्रतीहार ! स्वयंवरमञ्चं प्रगुणयताम् । सर्वैरपि नरेन्द्रैः सह एते वयं सम्प्राप्ता एव ।

( इति निष्क्रान्ताः सर्वे । )

॥ प्रथमोऽङ्कः समाप्तः ॥

અર્જુન : હે ભીમ! જો હું આજે આ રાધાને પાડીશ નહિ તો આજ પછી કયારે પણ ધનુષ્યને હાથ નહિ અડાડું'. (૩૯)

(આમ કહીને એક બાણથી ધીમેથી ચક્રને અટકાવે છે.)

(બધા રાજાઓ હસે છે અને હર્ષથી કોલાહલ કરે છે.)

(મત્સ્ય તે અવાજ સાંભળીને વિસ્મયપૂર્વક સ્થિર નજરે જોયા કરે છે,)

(અર્જુન બીજા બાણથી વિધિપૂર્વક માછલીની આંખની કીકીને વીંધે છે.)

કૃષ્ણ : અરે! દ્રુપદનરેશ! જમાઈ મળવા બદલ આપને અભિનંદન.

દ્રુપદ : આપની કૃપાથી મારો સાર્વત્રિક અને શુભ ઉત્કર્ષ થશે.

(બધા રાજાઓ પરસ્પર આંખો મીલાવી ગુસપુસ કરે છે.)

બીજા રાજાઓ : (દ્રુપદરાજા તરફ)

આ પ્રકારની સ્ત્રીઓમાં રત્નસમી મૃગાક્ષીનો પતિ શું કોઈ એક ભેદી સંન્યાસી થશે? અને વળી એણે રાધાનો વેધ પહેલા બાણથી નથી કર્યો તો હે રાજા! સ્વયંવરનું આયોજન કરો. (૪૦)

(દ્રુપદ કૃષ્ણ તરફ જુએ છે.)

કૃષ્ણ : ભલે! એમ થાઓ.

દ્રુપદ : અરે! દ્વારપાળ! સ્વયંવર મંચને શણગારો. બધા રાજાઓની સાથે અમે આ આવ્યા જ.

(એમ કરી બધા નીકળી જાય છે.)

પહેલો અંક સમાપ્ત.

## अथ द्वितीयोऽङ्कः ।

( ततः प्रविशति ! निजनिजमञ्चस्थितसकलभूपालचक्रपरिगतो भगवता वासुदेवेन सह द्रुपदः ।

द्रुपदः— अयि प्रतिहार ! समाकाराय कन्यान्तःपुराद् याज्ञसेनीम् ।

( प्रतीहारस्तथा कृत्वा द्रौपदीसहितः प्रविशति । )

द्रौपदी— (सलज्जाकौतुकं) (क) सयलदिशागदविविहदेसविसेसकयवेसनरेसरपलोअणपल्लविदकोदुहलफुल्लं पि मह हिअयं लज्जाए मउलाविज्जदि ।

सखी— (ख) सहि ! का इत्थ लज्जा । अणेगसो इन्दुमदीपहुदीणं पुराविरायकन्नाणं सयंवरो संवुत्तो ।

द्रौपदी— (ग) सहि ! एहि ताव तायं पणमामो (इति तथा करोति । )

द्रुपदः— वत्से ! वृणीष्व यदृच्छया वरम् । ( इति स्वयंवरमालाहस्ता सखीदत्तहस्तावलम्बा मञ्चान्तरपदेन परिक्रामति । )

दुर्योधनः— ( सहसा द्रौपदीमायान्तीमालोक्य सोन्मादं)

ब्रह्मास्त्रमेषा कुसुमायुधस्य
स्त्रीवर्गसर्गे कलशं विधातुः ।
अहो ! वपुर्लोचनभङ्गसङ्ग-
लीलामधच्छत्रमदं बिभर्ति ॥१॥

---

(क) सकलदिशागतविविधदेशविशेषकृतवेशनरेश्वरप्रलोकनपल्लवितकुतूहलफुल्लमपि मम हृदयं लज्जया मुकुलायते ।

(ख) सखि ! काऽत्र लज्जा । अनेकशः इन्दुमतीप्रभृतीनां पुराऽपि राजकन्यानां स्वयंवरः संवृत्तः ।

(ग) सखि ! एहि तावत्तातं प्रणमावः ।

# બીજો અંક

(પછી પોતપોતાના મંચ ઉપર બેઠેલા સઘળા રાજસમૂહથી વીંટળાયેલા દ્રુપદ ભગવાન વાસુદેવ સાથે પ્રવેશે છે.)

દ્રુપદ : અરે દ્વારપાળ! કન્યા અંતઃપુરમાંથી દ્રૌપદીને બોલાવો.

(દ્વારપાળ તે પ્રમાણે કરીને દ્રૌપદી સાથે પ્રવેશ કરે છે.)

દ્રૌપદી : (શરમ અને કુતૂહલસહિત) બધી દિશાઓના દેશદેશાવરમાંથી વિશિષ્ટ વેશ ધારણ કરેલા રાજવીઓને નીહાળવાથી પલ્લવિત થયેલું અને કુતૂહલથી પ્રફુલ્લિત થયેલું મારું હૃદય શરમથી સંકોચાય છે.)

સખી : સખી! એમાં શરમાવાનું શું? પ્રાચીન કાળમાં ઇન્દુમતી વ. અનેક રાજકન્યાઓના સ્વયંવર યોજાય છે.

દ્રૌપદી : સખી! તો આવ પિતાજીને પ્રણામ કરીએ.

દ્રુપદ : દીકરી! મનગમતું વરદાન માગ.

(આ પ્રમાણે હાથમાં સ્વયંવરની માળા લઈને સખીના હાથનો ટેકો લઈને મંચ ઉપરના માર્ગે ફરે છે.)

દુર્યોધન : (એકાએક દ્રૌપદીને આવતી જોઈને ઉન્માદપૂર્વક)

આ કામદેવનું બ્રહ્માસ્ત્ર છે. સ્ત્રીવર્ગના સર્જનમાં બ્રહ્માનો કળશ છે. અરે! નેત્રકટાક્ષથી યુક્ત એવા આ શરીરને સહજ છત્રની જેમ તે ધારણ કરે છે. (૧)

सखी— (क) सहि ! पिच्छ पिच्छ, एस माणधणो राया दुज्जोहणो दीसदी ।

पाञ्चाली— (अवज्ञामभिनीय) (ख) अणवरयवियंभमाणअपमाणमोणसेनकयत्थिज्जमाणमाणसेण न महं कज्जं दुज्जोहणेण ।

वैदर्भी— (ग) सहि ! चिंतिदवत्थुदाणचिंतामणिं पलोएसु चंपानयरीनाहं ।

द्रौपदी— (घ) सहि ! जणपरंपरापिसुणीदकानीनदाविडंविदजणणेण. अलं इमिणावि कन्नेण ।

मागधी— (ङ) सहि ! एस कुरुरायजुवराओ दूसासणो दीसदि ।

पाञ्चाली—(च) विहवजुव्वणमएण अइचंचलसहावो इस । ता पुरो गच्छामो ।

(पदान्तरे)

मागधी— (छ) एस धणुव्वेयविज्जानिउणो दोणो ।

पाञ्चाली—(अर्जुनमनुसन्धाय) (ज) निउणधणुकलाउवएसनिप्पादियअणेयसिस्सगणगारवियगुणस्स नमो नमो गुरुणो इमस्स ।

मागधी— (कियत्परिक्रम्य) (ट) सहि सहि ! विविहबुद्धिपवंचसमाउलो कुरुनरिंदमाउलो सउणि नाम निहालिज्जदि ।

पाञ्चाली—(ठ) इमस्स सद्दोऽवि सवणिंदियव्वेयनिबंधणं । ता एहि अन्नदो गच्छामो ।

---

(क) सखि ! पश्य पश्य, एष मानधनो राजा दुर्योधनो दृश्यते ।

(ख) अनवरतविजृम्भमाणाप्रमाणमानसैन्यकृतार्थ्यमानमानसेन न मम कार्यं दुर्योधनेन ।

(ग) सखि ! चिन्तितवस्तुदानचिन्तामणिं प्रलोकय चम्पानगरीनाथम् ।

(घ) सखि ! जनपरम्परापिशुनितकानीनताविडम्बितजनेनन।लमनेनाऽपि कर्णेन ।

(ङ) सखि ! एष कुरुराजयुवराजो दुःशासनो दृश्यते ।

(च) विभवयौवनमदेनातिचञ्चलस्वभाव एषः । तत्पुरो गच्छावः ।

(छ) एष धनुर्वेदविद्यानिपुणो द्रोणः ।

(ज) निपुणधनुष्कलोपदेशनिष्पादितानेकशिष्यगणगौरवितगुणाय नमो नमो गुरवेऽस्मै ।

(ट) सखि ! विविधबुद्धिप्रपञ्चसमाकुलः कुरुनरेन्द्रमातुलः शकुनिर्नाम निभाल्यते ।

(ठ) अस्य शब्दोऽपि श्रवणेन्द्रियोद्वेगनिबन्धनम् । तदेहि अन्यतो गच्छावः ।

**સખી** : સખી જો જો, માનધન એવો આ રાજા દુર્યોધન દેખાય છે.

**પાંચાલી** : સતત વધતા રહેતા અપરિમિત સૈન્યથી કૃતાર્થતા અનુભવતા અભિમાની મનવાળા દુર્યોધનનું મારે શું કામ છે ?

**વૈદર્ભી** : સખી ! મનવાંછિત વસ્તુનું દાન આપવામાં ચિંતામણિરૂપ ચંપાનગરીના રાજા (કર્ણ) ને જો.

**દ્રૌપદી** : સખી ! જનપરંપરાથી વગોવાયેલા કુંવારી માતાની કુખના જન્મથી ભોંઠપ અનુભવતા આ કર્ણથી પણ બસ.

**માગધી** : સખી ! આ કુરુરાજ યુવરાજ દુઃશાસન દેખાય છે.

**પાંચાલી** : વૈભવ અને યૌવનના અભિમાનથી આ અત્યંત ચંચળ સ્વભાવનો છે. તો આગળ જઈએ.

(એક ડગલું આગળ જઈને)

**માગધી** : આ ધનુર્વેદ વિદ્યામાં નિપુણ દ્રોણ છે.

**પાંચાલી** : (અર્જુન તરફ નજર માંડીને) નિપુણ એવી ધનુર્વિદ્યાનું શિક્ષણ આપીને અનેક શિષ્યો પેદા કરવાના ગૌરવ. પૂર્ણ ગુણથી યુક્ત આ ગુરુને નમસ્કાર, નમસ્કાર.

**માગધી** : વિવિધ પ્રકારના બુદ્ધિ પ્રપંચથી ઊભરાતા અને દુર્યોધનના શકુનિ નામના આ મામા (આ બાજુ) જોઈ રહ્યા છે.

**પાંચાલી** : આનો તો એક શબ્દ પણ કાનને ઉદ્વેગ કરનારો છે. તો આવ, બીજે જઈએ.

सिशुपालः—(पाञ्चालीमायान्तीमालोक्य)

मृगीदृशोऽस्या वदनारविन्द-
लावण्यखर्वीकृतकान्तिगर्वः ।
शङ्के शशाङ्कः श्रितशोकशङ्कु-
र्लक्ष्मच्छलेनाञ्चति डिम्बमन्तः ॥२॥

मागधी— (क) एस निअविक्कमक्कंतसयलभूवालो सिसुवालो ।

पाञ्चाली—(ख) अलमिमिणा धम्मपरम्मुहेण ।

अर्जुनः— (आयान्तीं पाञ्चालीमालोक्य स्वगतम् ।)

ललितेषु कृतोत्कर्षा गरिष्ठगुणसङ्गिनी ।
सद्वंशप्रभवा भाति स्मरस्येव धनुर्लता ॥३॥

मागधी— (द्विजान्दर्शयन्तो) (ग) पियसहि ! इदो इदो पिच्छ, एदे राहावेह-वियंभियजसपेसलपुरिसविसेससणाहा दियवरा दीसंति ।

पाञ्चाली—(सानुरागं साभिलाषं अर्जुनाभिमुखं वीक्ष्य स्वगतं सस्नेहम् ।)

(घ) अणुदिणघणुगुणकड्ढणककढिणंगुलिछलफुरंततमयणसरो ।
एयस्स करो कइया मह करकमलसङ्गहं किरही ॥४॥
जलहरगोवियदिणयरसमेण दियवेसछन्नतेएण ।
भिन्ना इमिणा राहा बाणेहि गुणेहि मह हिययं ॥५॥

---

(क) एष निजविक्रमाक्रान्तसकलभूपालः शिशुपालः ।

(ख) अलमनेन धर्मपराङ्मुखेन ।

(ग) प्रियसखि ! इत इतः पश्य; एते राधावेधविजृम्भितयशःपेशलपुरुषविशेषसनाथा द्विजवरा दृश्यन्ते ।

(घ) अनुदिनधनुर्गुणकर्षणकठिनाङ्गुलिच्छलस्फुरन्मदनशरः ।
एतस्य करः कदा मम करकमलसङ्गमं करिष्यति ॥४॥
जलधरगोपितदिनकरसमेन द्विजवेषच्छन्नतेजसा ।
भिन्नाऽनेन राधा बाणैर्गुणैर्मम हृदयम् ॥५॥

**શિશુપાલ** : (પાંચાલીને આવતી જોઈને)

આ મૃગનયનીના મુખકમળના સૌંદર્યથી જેના સૌંદર્યનો ગર્વ નાશ પામ્યો છે એવો આ ચંદ્ર શોકરૂપી કાંટો ચૂભતો હોય તેમ લાંછનના બહાને એ દાગ છુપાવતો હોય એમ હું માનું છું. (૨)

**માગધી**: પોતાના પરાક્રમથી સઘળા રાજવીઓને દબાવનાર એવો આ શિશુપાલ છે.

**પાંચાલી**: ધર્મ તરફથી મોં ફેરવી લેનારા એનાથી તો બસ.

**અર્જુન** : (આવતી પાંચાલીને જોઈને, મનોમન)

સુંદર (વ્યક્તિઓ)માં ઉત્કૃષ્ટ, મહાન ગુણોને ધારણ કરનારી અને સારા વંશમાં જન્મેલી આ (દ્રૌપદી) કામદેવની સહજ રીતે ઉત્કર્ષ પ્રાપ્ત કરનારી, મોટી દોરીના સાથમાં રહેનારી અને સારા વાંસમાંથી બનાવેલી ધનુષ્યલતાની જેમ શોભે છે. (૩)

**માગધી** : (બ્રાહ્મણોને બતાવતી) પ્રિય સખી ! આ બાજુ, આ બાજુ જો. આ રાધાવેધથી વધી પડેલા યશથી શોભતા વિશિષ્ટ પુરુષથી સનાથ શ્રેષ્ઠ બ્રાહ્મણો દેખાય છે.

**પાંચાલી** : (અનુરાગ અને અભિલાષપૂર્વક અર્જુન તરફ જોઈને સ્વગત અને સસ્નેહ) પ્રતિદિન ધનુષ્યની દોરી સાથે ઘસાવાથી કઠણ બનેલી આંગળીઓને બહાને કામદેવનું બાણ પ્રગટતું હોય એવો એનો હાથ મારા કરકમળનો સંગમ ક્યારે કરશે ? (૪)

વાદળથી ઢંકાયેલા સૂર્ય સમા અને બ્રાહ્મણના વેશથી ઢંકાયેલા તેજવાળા આ (શૂરવીરે) બાણથી રાધાને અને ગુણોથી મારા હૃદયને વીંધી નાખ્યું છે. (૫)

अर्जुनः—( स्वगतम् )

पुष्पायुधेन गुरुणा विहितोपदेशा
लोलं शरव्यमिव हन्त ! मनो मदीयम् ।
लीलाविकुञ्चितविलोचनचापलेखा-
मुक्तेन विध्यति कटाक्षशरेण कान्ता ॥६॥

पाञ्चाली—(क) गुणाणुमाणेण आयारोवि मणहरो इमस्स ।

मागधी—(पाञ्चालीं सानुरागां विज्ञाय किञ्चित्स्मित्वा) (ख) सहि ! अग्गदो गम्मदु ।

पाञ्चाली—(सलज्जम्) (ग) सहि ! जेण मह जणयपइण्णामहण्णवो गुरुय-गुणगणेण पयंडभुअदंडतरंडेण उत्तिन्नो तस्स साहीणो अयं जणो ।

मागधी—(घ) ता गिन्हेसु निअकरकमलेन सयंवरमालियं । निवेसेहि झत्ति इमस्स कंठकंदलंमि ।

( अन्ये राजानः पाञ्चालीं द्विजसन्निधौ स्थितां दृष्ट्वा वैलक्ष्येण श्वासमुखतां भजन्ते । )

द्रुपदः— अहो ! गुणानुरागिणी वत्सा ।

(पाञ्चाली अर्जुनस्य कण्ठे स्वयंवरमालां निवेशयति ।)

अर्जुनः—( स्वगतम् )

स्वीकृतेऽस्मिन्दृशापाङ्गे ताराभृङ्गावलीहृया ।
पुनरुक्तां निधत्तेऽसौ स्वयंवरणमालिकाम् ॥७॥

कृष्णः—निवेशयन्ती कण्ठेऽस्य स्वयंवरणमालिकाम् ।
इयं पूजयतीवासौ वीरोत्तंसस्य वेदिका ॥८॥

(आकाशे देवा दुन्दुभिवादनपूर्वकं कुसुमवृष्टिं कुर्वन्ति ।)

कृष्णः—राधावेधगुणेनैव क्रीता कृष्णा किरीटिना ।
अयं स्वयंवरोऽमुष्याश्चक्रे रागपरीक्षणम् ॥९॥

(द्रुपदं प्रति) किं ते भूयः प्रियमुपकरोमि ।

---

(क) गुणानुमानेन आकारोऽपि मनोहरोऽस्य ।

(ख) सखि ! अग्रतो गम्यताम् ।

(ग) सखि ! येन मम जनकप्रतिज्ञामहार्णवो गुरुकगुणगणेन प्रचण्डभुजदण्डतरण्डेन उत्तीर्णस्तस्य स्वाधीनोऽयं जनः ।

(घ) तद् गृहाण निजकरकमलेन स्वयंवरमालिकाम् । निवेशय झगिति अस्य कण्ठकन्दले ।

અર્જુન : (મનોમન)

મહાન કામદેવે આપેલા ઉપદેશથી ચંચળ બનેલું મારું મન અરે લક્ષ્ય જેવું ચંચળ છે. ખીલેલા લોચનરૂપી ધનુષ્ય દ્વારા છોડાયેલા કટાક્ષરૂપી બાણથી સુંદરી એને વીંધે છે. (૬)

પાંચાલી : ગુણોની જેમ આનો દેખાવ પણ મનોહર છે.

માગધી : (પાંચાલીને અનુરાગપૂર્ણ જાણીને કંઈક હસીને) સખી! આગળ જઈશું?

પાંચાલી : સખી! મારા પિતાના મહાન પ્રતિજ્ઞારૂપી સાગરને, જે મહાન ગુણોના સમૂહરૂપ, પ્રચંડ ભુજારૂપી દંડવાળી નૌકાથી પાર કરી ગયો એને આ જન સ્વાધીન છે.

માગધી : તો પછી પોતાના કરકમળથી સ્વયંવર-માળા ધારણ કર અને એના કંઠમાં ઝટપટ પહેરાવી દે.

(બીજા રાજાઓ પાંચાલીને બ્રાહ્મણની નજીક ઊભેલી જોઈને ભોંઠપથી નિસાસા નાખે છે.)

દ્રુપદ : અહો! દીકરી ગુણાનુરાગિણી છે.

(પાંચાલી અર્જુનના કંઠમાં સ્વયંવર–માળા પહેરાવે છે.)

અર્જુન : (મનોમન)

કીકીરૂપી ભ્રમર પંક્તિવાળી નજરો આણે શરીર ઉપર ધારણ કરી હોવા છતાં આ સ્વયંવર માલાને પુનરુક્તિ તરીકે ધારણ કરે છે. (૭)

કૃષ્ણ : આ (અર્જુનના) કંઠમાં સ્વયંવરમાલા પહેરાવતી આ ઉત્તમ વીરની વેદિકા જેવી આ જાણે એને પૂજી રહી છે,

(આકાશમાં દેવો દુન્દુભિ વગાડીને પુષ્પવૃષ્ટિ કરે છે.)

કૃષ્ણ : અર્જુને રાધા (માછલીનો) વધ કરવારૂપ ગુણથી દ્રૌપદીને જીતી લીધી. આ સ્વયંવરે એના પ્રેમનું પરીક્ષણ પણ કરી લીધું. (૮)

(દ્રુપદ તરફ) આપનું બીજું શું ભલું કરું?

द्रुपदः—समुचितजामातृलाभात्किमपरमपि मे प्रियतरमस्ति । तत्सर्वथा सम्पूर्णा मे मनोरथाः ।

कृष्णः—तथापीदमस्तु—

आनन्दवैभवभृतो भुवि सन्तु सन्तो
नाशं निराशमनसा पिशुनाः प्रयान्तु ।
केलिं कलेर्मुकुलयन् सकला जयश्रीः
सौभाग्यभङ्गमभितो भवतां च धर्मः ॥

( इति निष्क्रान्ताः सर्वे । )

॥ द्वितीयोऽङ्कः समाप्तः ॥

દ્રુપદ : યોગ્ય જમાઈ પ્રાપ્ત થયો એ સિવાય પણ બીજું વધારે પ્રિય મને કંઈ હોઈ શકે ખરું ? તેથી મારા મનોરથ તો બધી જ રીતે પૂર્ણ થયા.

કૃષ્ણ : તો પણ આ પ્રમાણે થાઓ—

પૃથ્વી ઉપર સજ્જનો આનંદરૂપી વૈભવને ધારણ કરનારા થાઓ. ધૂર્તજનો મનમાં નિરાશા પ્રાપ્ત કરીને નાશ પામો. સઘળી વિજયલક્ષ્મી કલિયુગની ક્રીડાને નષ્ટ કરે અને આપનો ધર્મ ચારે બાજુથી સૌભાગ્યસન્મુખ બનો.

(એમ બધાં જાય છે.)

બીજો અંક સમાપ્ત.

# અભ્યાસનોંધ

શિષ્ટજનોની પરંપરા પ્રમાણે વિજયપાલ 'દ્રૌપદીસ્વયંવર'નો પ્રારંભ નાન્દી શ્લોકોથી કરે છે.

શ્લોક ૧ : આ શ્લોકમાં શિવના ત્રિપુરાન્તક સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. શિવે કરેલા ત્રણ નગરોના નાશની પુરાકથા મહાભારતના કર્ણપર્વના ૨૪મા અધ્યાયમાં મળે છે. કવિ પુષ્પદંતના મહિમ્નઃ સ્તોત્રમાં આ કથાનું આ પ્રમાણે નિરૂપણ છે,

रथः क्षोणी यन्ता शतधृतिरगेन्द्रो धनुरथो
रथाङ्गे चन्द्रार्कौ रथचरणपाणिः शर इति ।
दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडम्बरविधि
र्विधेयैः क्रीडन्त्यो न खलु परतन्त्राः प्रभुधियः ॥

—શિવમહિમ્નઃ સ્તોત્ર, શ્લો. ૧૮

अम्भोजासन–બ્રહ્મા देवाद्रि–મેરુ પર્વત जयरमा– વિજયલક્ષ્મી चन्द्रार्धचूडामणिः–શિવ.

શ્લોક ૨ : આ શ્લોકમાં લક્ષ્મીએ કરેલા વિષ્ણુવરણની કથાનો સંદર્ભ છે. दुर्वार–ન અટકાવી શકાય તેવા अमरवैरिवारणचमू–દેવોના દુશ્મનો (રાક્ષસો) રૂપી હસ્તિસેના गुरुगुणग्राम–મહાન ગુણોના સમૂહને अनुरागानुगा–અનુરાગને લીધે અનુસરનારી.

प्रमोदिताणहिल्लपाटकम्–અણહિલપુર (પાટણ)ને ઘેલું લગાડનાર. श्रीमत्त्रिपुरुषदेवानां पुरतः–શ્રીમાન્ ત્રિપુરુષ દેવો સમક્ષ. કવિના સમયમાં પાટણમાં ત્રિપુરુષપ્રાસાદ નામની ભવ્ય ઇમારત અસ્તિત્વ ધરાવતી હશે અને એમાં નાટકો ભજવાતાં હશે. शृगालजागरः–શિયાળવાંનો ઉજાગરો, મિથ્યા ઉજાગરો, શિયાળવાં આખી રાત લાળા કરતાં રહે એટલે મિથ્યા પ્રયત્ન કરનારને માટે આ શબ્દપ્રયોગ થાય છે. आखुचर्मभिः–ઉંદરનાં ચામડાંથી खद्योत–આગિયો प्रसेदुषः નાટક જોવા બેઠેલા, રાજાઓનું વિશેષણ जिष्णु–વિજયશીલ, જીતવાની ઇચ્છાવાળા,

શ્લોક ૪ : कुशेशय-કમળ अलि-ભમરો शैलालि-નટરૂપી ભ્રમર रजनिजानि-રાત્રિ નાથ, ચંદ્રમા राधावेध-પૂતળીનો વધ, અહીં કૃત્રિમ માછલીનો વધ कैटभारि-કૃષ્ણ.

કવિ વિજયપાલે પ્રસ્તાવનાને માટે आमुखम् શબ્દનો પ્રયોગ કર્યો છે. આ પ્રસ્તાવના 'પ્રયોગાતિશય' પ્રકારની છે.

શ્લોક ૫ : दम्भोलि-વજ્ર भुजयुगभ्राजि-બે ભુજાઓથી શોભતા अनिलतनय-ભીમ, ભીમ પવનપુત્ર હતો तस्य सुतं-તેનો પુત્ર, એનો કયો પુત્ર તે સ્પષ્ટ કર્યું નથી.

वीरावतंस-વીરોનું આભૂષણ, વીરશ્રેષ્ઠ विशिखद्वयम्-બે બાણ अलक्षितवेषविशेषविधातृ-ન ઓળખી શકાય એવા વિશિષ્ટ વેશને ધારણ કરનારા.

શ્લોક ૬ : अमानदान-અપરિમિત દાન, અખૂટ દાન बन्दिसन्दोह-યાચક સમૂહ

શ્લોક ૭ : नालिका-ક્ષણો सम्भावयति न-ઉપકૃત કરતો નથી.

तारवेदोद्गारपरायणाः-મોટેથી વેદોચ્ચાર કરવામાં પરાયણ प्रयुतम्-દસ લાખ अयुतम् દસ હજાર.

શ્લોક ૯ : रोदः कुक्षिम्भरिः-આકાશપૃથ્વીના પોલાણને ભરી દેતો.

શ્લોક ૧૦ : व्रातम्-સમૂહ क्ष्मां-પૃથ્વી क्षुरिका-છરી सवैलक्ष्यम्-ભોંઠપ સહિત भार्गव-પરશુરામ तूणीरम्-ભાથો तूर्णं-જલ્દી काश्यपी-પૃથ્વી वलय મંડળ पताकामण्डलीमण्डितो-ધજાઓથી ગોળાકારે શોભતો.

શ્લોક ૧૪ : शक्रातिक्रमविक्रमक्रमचणम्-ઇન્દ્રને અતિક્રમી જાય એવાં પરાક્રમો કરનાર मदधनः-મદરૂપી ધનવાળો निःस्वानव-અવાજ નહિ કરતા, ચૂપ, દાનવોનું વિશેષણ पौरुषपुषः-પૌરુષ, પુરુષાર્થને પુષ્ટ કરનારા.

શ્લોક ૧૫ : चण्डीपतिः-શિવ कृतधन्विमनः-બાણાવળીઓમાં પરોવાયેલા મનવાળા आनन्दखेदसम्भेदम्-હર્ષ શોકની મિશ્ર લાગણી

શ્લોક ૧૭ : दुर्भेदम्-ન કળી શકાય તેવું, અકળ मन्महे-માનીએ છીએ.

શ્લોક ૧૮ : दक्षिणावर्त्तम्-જમણી બાજુ ગોળ ગોળ ફરતું विकटम्-ભયંકર तिमिः-માછલી वामाक्षितारा-ડાબી આંખની કીકી प्रेक्ष्यम्-જોવા યોગ્ય कटाहे-કઢાઈમાં.

શ્લોક ૧૯ : दुरधिरोपम्-ચઢાવવું મુશ્કેલ पुरारिः-શિવ, ત્રણ નગરોના નાશક पञ्चालजा-દ્રૌપદી दृशं-નજર.

શ્લોક ૨૦ : सुरकरिकराकारभाजौ-દેવહાથી (ઐરાવત)ની સૂંઢના આકારની मेदिन्यां-પૃથ્વીમાં क्ष्माप-રાજા मानस्तोमः-માનસ્તુતિ मुक्तमानः-અભિમાન છોડી દઈને.

શ્લોક ૨૧ : अनपराद्वेषः-न परः अनपरः-પારકા નહિ તેવા. પોતાનાં, સ્વજનોનો દ્વેષ નહિ કરનાર, સ્વજનોને ચાહનાર भिन्द्धि-ભેદી નાખો, વીંધી નાખો.

શ્લોક ૨૨ खण्डेन्दुमण्डनस्य-ચંદ્રભૂષણનું, શિવનું कोदण्डम्-ધનુષ્ય.

શ્લોક ૨૩ : कामारि-શિવ, कार्मुक-ધનુષ્ય निजदोर्बलम्-પોતાના બે હાથ अधोग्रीवः-નીચા મુખે क्षितौ-પૃથ્વી ઉપર.

શ્લોક ૨૪ :शकुनेरितः-શુકનથી પ્રોત્સાહિત થયેલો विभीषका-ભય ઉત્પન્ન કરવો તે आदित्सति-आदितुम् इच्छति-લેવા ઇચ્છે છે.

શ્લોક ૨૫ : शिराल-બાબરો जटाल-જટાધારી कराल जङ्घाल-ભયંકર જાંઘોવાળું उत्तालम्-ઊંચું स्खलयति-ગબડાવી પાડે છે. अतिवयसाम्-ઉમ્મર વટાવી ગયેલા, ઉમ્મરલાયક. तिमिरतिरस्करिणी-અંધકારરૂપી પડદો, જેનાથી છુપા રહી શકાય તેવી વિદ્યા તે પણ તિરસ્કરિણી કહેવાય છે.

શ્લોક ૨૬ : कृष्णक्षपा-કાળ રાત્રી अकाण्डे-અકાળે, એકાએક सन्निपातः-સનેપાત नागवेश्म-પાતાળ.

શ્લોક ૨૭ : मुक्तिक्रीडाकरम्-મોક્ષરૂપી ક્રીડા કરનાર रतिरमयितुः-રતિના રમણ (કામદેવ)ની पणिताम्-હોડમાં મૂકાયેલી विसूत्रय-વિખેરી નાખ, વીંધી નાખ.

શ્લોક ૨૮ : शेषभोगसमाभोगम्-શેષ નાગની ફણા જેવું વિશાળ मद्भुजस्तम्भ મારા હાથરૂપી દંડનો पीडनम्-દબાવ.

શ્લોક ૨૯ : तक्ष्णु किं-શું કાપી નાખું ? किं क्षिपतु-શું ગબડાવી પાડું ? दुष्करान्तरमपि-બીજું પણ જે કંઈ મુશ્કેલ હોય તે.

શ્લોક ૩૦ : उद्वहति-પરણે છે उच्छिष्टां-છોડી દેવાયેલી कृष्णावध्वा-દ્રૌપદી રૂપી વધૂથી.

શ્લોક ૩૧ : स्वेदजलाकुलः-પરસેવે રેબઝેબ થતો स्मयते-સ્મિત કરે છે.

શ્લોક ૩૨ : मनुराजपुत्राः-મનુષ્ય, રાજા दनुनन्दनः-દનુના પુત્રો, દાનવો.

શ્લોક ૩૩ : कीर-પોપટ यत्किञ्चित्-જે કંઈ મનમાં આવે તે विश्वविश्ववलय-સકળ પૃથ્વીમંડળ.

શ્લોક ૩૪ : कनकाचलः-સુવર્ણ પર્વત, મેરુપર્વત अजस्रचङ्क्रमणतः-વારંવાર ફરતા शीतांशुः-ચંદ્ર.

શ્લોક ૩૫ : सम्भृतदेववर्गः-જ્યાં બધો દેવસમૂહ એકઠો થયો છે તેવો भूरितर भूधरसिन्धुरुद्धा-પુષ્કળ પર્વતો અને સાગરોથી ભરેલી फणिजालवृतान्तरालम्-જેનો વચ્ચેનો ભાગ સર્પોની ફણાથી ભરાયેલો છે તેવો धनुर्धरैकधुरीणम्-બાણાવળીઓમાં એકમાત્ર અગ્રેસર सव्यसाचिनम् અર્જુનને कार्पटिक-સંન્યાસીનો વેશ ધારણ કરનાર, કપટી સંન્યાસી धूर्जटि-મહાદેવજી.

શ્લોક ૩૭ : क्षात्रव्रतम्-ક્ષત્રિયોનું વ્રત, ક્ષત્રિય ધર્મ हरकार्मुक-મહાદેવજીનું ધનુષ્ય.

શ્લોક ૩૮ : गुणः શબ્દ ઉપર શ્લેષ છે, ગુણ એટલે ગુણ અને દોરી. मीनलोचनकनीनिकाम्-માછલીની આંખની કીકીને शुभोदर्क-શુભ અને પ્રતાપી.

શ્લોક ૪૦ : मृगीदृशः-મૃગાક્ષીનું प्राग्विशिखेन-પહેલા બાણે

## બીજો અંક

શ્લોક ૧ : દુર્યોધન દ્રૌપદીને કામદેવનું બ્રહ્માસ્ત્ર, કદી નિષ્ફળ ન જાય એવું બાણુ કહે છે. એનો પોતાનો કામુકભાવ પ્રગટ થાય છે.

વૈદર્ભી કર્ણને 'દાનચિંતામણિ' કહીને એની પરમ દાનવીરતા તરફ તેનું ધ્યાન ખેંચે છે. દ્રૌપદી કુરુકુળના બધા પુરુષોની સયુક્તિક અવહેલના કરે છે.

શ્લોક ૨ : **लावण्यखर्वीकृतकान्तिगर्वः**-સૌંદર્યથી જેના સૌંદર્યનું અભિમાન નષ્ટ થયું છે તેવો **श्रितशोकशङ्कुः**-શોકરૂપી કંટકનો આશ્રય લેનાર **लक्ष्मच्छलेन**-કલંકને બહાને.

શ્લોક ૩ : ધનુષ્યને માટેનાં વિશેષણો દ્રૌપદીને પણ સરખી રીતે લાગુ પડે. કવિનો શ્લેષનો શોખ પ્રગટ થાય છે, **गुण** નો અર્થ ધનુષ્ય સાથે દોરી અને દ્રૌપદી સાથે ગુણ. **वंश** નો અર્થ ધનુષ્ય સાથે વાંસ અને દ્રૌપદી સાથે વંશ, કુળ.

શ્લોક ૬ : **शरव्यम्**-લક્ષ્ય. અર્જુન કહે છે કે પોતાનું મન લક્ષ્ય છે અને દ્રૌપદી ચંચળ નેત્રકટાક્ષરૂપી બાણુથી એ મારા મનને ભેદે છે.

શ્લોક ૧૦ : **आनन्दवैभवभृतः**-આનંદરૂપી વૈભવને ધારણ કરતા **पिशुनाः**-લુચ્ચા **कलेः केलि**-કલિની ક્રીડાને **सौभाग्यभङ्गम्**-સૌંદર્યભંગિમાવાળો.

ચારે બાજુ ધર્મ પ્રવર્તી રહો એવી શુભેચ્છા સાથે નાટક પૂર્ણ થાય છે.

# परिशिष्ट-१

## श्लोकसूचि

| श्लोक | | अङ्कः क्रमांक | वक्ता |
|---|---|---|---|
| (१) अणुदिण धणुगुणकड्ढण | ... | २.४ | पाञ्चाली |
| (२) अम्भोजासनसारथौ | ... | १.१ | नान्दी |
| (३) अमानदानसानन्द | ... | १.६ | भीमः |
| (४) अयं पञ्चालभूपाल | ... | १.१५ | कृष्णः |
| (५) आनन्दवैभवभृतो | ... | २.१० | कृष्णः |
| (६) आश्चर्योदयबन्धु | ... | १.२ | नान्दी |
| (७) इहोद्वहति | ... | १.३० | कर्णः |
| (८) उद्दण्डमद्भुजादण्ड | ... | १.२२ | दुःशासनः |
| (९) उम्मायकरो भुअणे | ... | १.४ | नेपथ्ये |
| (१०) एतो न पाटयाम्यद्य | ... | १.३९ | पार्थः |
| (११) करकम्पोऽभवद्भीति | ... | १.३१ | कृष्णः |
| (१२) कामारिकार्मुकारोपगलितं | ... | १.२३ | वासुदेवः |
| (१३) किं वित्तप्रयुतस्पृहा | ... | १.१० | संवादात्मकः |
| (१४) कुमार सुखमारोप्य | ... | १.२१ | दुर्योधनः |
| (१५) कृष्णक्षपा समुद्गात् | ... | १.२६ | द्रोणः |
| (१६) कोटिः न प्रयुतम् | ... | १.८ | संवादात्मकः |
| (१७) चतुर्युगायमाना मे | ... | १.७ | कर्णः |
| (१८) चापं पुरो दुरधिरोपमिदं | ... | १.१९ | कृष्णः |
| (१९) जलहरगोविय | ... | २.५ | पाञ्चाली |
| (२०) तस्मै देया त्वया | ... | १.५ | कृष्णः |
| (२१) दुष्करं करणं | ... | १.३ | सूत्रधारः |
| (२२) द्विजेन पश्यतानेन | ... | १.३८ | गाङ्गेयः |
| (२३) धुर्जटेर्धन्व सन्धाय | ... | १.२४ | दुर्योधनः |
| (२४) नारोपि चापं | ... | १.३३ | कृष्णः |
| (२५) निवेशयन्ती कण्ठेऽस्य | ... | २.८ | अर्जुनः |
| (२६) पुण्यैरगण्यैः | ... | १.३६ | शिशुपालः |
| (२७) पुष्पायुधेन | ... | २.६ | अर्जुनः |
| (२८) ब्रह्मास्त्रमेषा | ... | २.९ | दुर्योधनः |
| (२९) भगवद्भार्गवादत्त | ... | १.१२ | द्विजः |

| श्लोक | | अङ्कः क्रमांक | वक्ता |
|---|---|---|---|
| (३०) मन्मथोन्माददायिन्या | ... | १.१७ | कृष्णः |
| (३१) मथ्नातु किं | ... | १.२९ | कर्णः |
| (३२) मुक्तिक्रीडाकरमकरबं | ... | १.२७ | गाङ्गेय |
| (३३) मृगीदृशोऽस्याः | ... | २.२ | शिशुपालः |
| (३४) यत्रोचते कथय | ... | १.११ | कर्णः |
| (३५) यत्रोच्चैः कनकाचलः | ... | १.३४ | शिशुपालः |
| (३६) राजन्नेता | ... | १.२० | कृष्णः |
| (३७) राधावेधगुणेनैव | ... | २.९ | कृष्णः |
| (३८) रे रे गोकुलवीर | ... | १.३३ | शिशुपालः |
| (३९) ललितेषु कृतोत्कर्षा | ... | २.३ | अर्जुनः |
| (४०) शक्रातिक्रमविक्रमक्रमचणं | ... | १.१४ | कृष्णः |
| (४१) शरजालेऽमुना क्षुण्णे | ... | १.१३ | प्रतीहारः |
| (४२) शिरालवाचाल | ... | १.२५ | शकुनिः |
| (४३) शेषभोगसमाभोग | ... | १.२८ | कर्णः |
| (४४) सप्त न षड् | ... | १.८ | संवादात्मकः |
| (४५) स्तम्भः सोऽयं | ... | १.१८ | कृष्णः |
| (४६) स्त्रीवर्गरत्नस्य | ... | १.४० | अन्ये भूमिपालाः |
| (४७) स्मृतायां नामसाम्येन | ... | १.१६ | कृष्णः |
| (४८) स्वर्गः समग्र इह | ... | १.३५ | शिशुपालः |
| (४९) स्वीकृतेऽरिमन्दृशा | ... | २.७ | अर्जुनः |
| (५०) क्षत्रव्रतमखण्ड | ... | १.३७ | पार्थः |

